# તપ અને ઉદ્યાપન

આગમોદ્ધારક

- પ્રકાશક -
શ્રીસિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ
મુંબઈ

શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક

—સમિતિ—

પુસ્તક ત્રીજું

# તપ અને ઉદ્યાપન

## શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક

### —સમિતિ—

| | |
|---|---|
| આગમોદ્ધારક | ૨-૦-૦ |
| સિદ્ધચક્રમાહાત્મ્ય | ૧-૦-૦ |
| આચારાંગ (સટીક) | ૭-૦ ૦ |

# નિ. વે દ ન

આજના મંગળમય દિવસે કદમાં ન્હાનું તથાપિ તત્ત્વથી મ્હોટું આ પુસ્તક પાઠકોના કરકમળમાં મૂકતાં આનંદ થાય છે

જો કે શ્રીસિદ્ધચક્રપાક્ષિકના ત્રીજા વર્ષના લગભગ ઘણા અંકોમાં ઉપરોક્ત પુસ્તકમાં આવેલ લખાણ આવી ગયું છે, છતાં તે અત્યંત ઉપયોગી, મનનીય અને હૃદયમાં ધર્મભાવના જાગ્રત કરનારું લાગવાથી જામનગર નિવાસી ધર્મપ્રેમી **શ્રીયુત દલપતભાઈ કેશવજીએ** આ પુસ્તક પોતાના તરફથી તૈયાર કરાવી અને સાથે સાથે **શેઠ પોપટલાલ ધારશીભાઈ** કે જેઓની ધર્મભાવના આખી જૈનઆલમમાં પ્રસિદ્ધ છે, તેઓએ કરેલાં ઉજમણાં વિગેરે કાર્યોના ટૂંક વિવેચનવાળું લખાણ વોરા વેલજી લાલજી પાસે લખાવી જોડે ઉમેરી અમારા સાહિત્યરસિક પ્રિય વાચકોને આ વર્ષે ઉપહાર તરીકે અર્પવા ઉદારતા દર્શાવી છે, તે બદલ એમનો અત્યંત આભાર માનીએ છીએ

શરદ પૂર્ણિમા ૧૯૯૨ }<br>
મુંબઇ } **પાનાચંદ રૂપચંદ ઝવેરી**

# -: અર્પણ પત્રિકા :-

અખંડ સૌભાગ્યવર્તી અને ધર્મકાર્યમા સતત ઉદ્યમ વતા એવાં મારાં પૂજ્ય કાકી ઉજમબેન કે જેમના શ્રી નવપદજીની ઓળીનુ તપ તથા જ્ઞાનપચમીનુ તપ, આ બન્ને તપ કે જે અનત કલ્યાણકારી અને પરપરાએ મુક્તિસુખ આપનાર છે, તે બન્ને તપ નિર્વિઘ્ને પૂર્ણ થવાથી, તેને ઉજવવા માટે મ્હોટા પાયા પર શેઠ જીવરાજ રતનશીના વિશાળ વડામા વિવાહ મડપ બાધી ઉદ્યાપનમહોત્સવ કરવામા આવ્યો હતો તેના તથા તેઓ શ્રીના મારા પર અનેક ઉપકારો છે તેના યત્ કિંચિત શુભ સ્મરણ તરીકે આ લઘુ પુસ્તક તેમને સવિનય, સપ્રેમ અને સહર્ષ સમર્પણ કરી હુ મને પોતાને સદ્‌ભાગ્યશાળી સમજુ છુ એજ

લી૦ આપશ્રીને સવિનય,

સપ્રેમ અને સહર્ષ સમર્પક, સેવક

**વોરા વેલજી લાલજીના**

સવિનય પાયવદન સ્વીકારશોજી

જામનગર
(કાઠિયાવાડ)
તા ૧-૪-૧૯૩૫

ॐ અર્હમ્ નમ ।

# ઉદ્યાપનની ઉપોદ્ઘાત

चैत्ये यथाम्याक्लशाधिरोपो, भुक्त पर पूगफलादिदानम् ।
स्यालेऽक्षताना च फलोपरोप, उद्यापन तद्वदिहास्तु सत्तप ॥

ઉદ્યાપન એટલે ઉજમણું કરેલા તપને સમ્યક્ પ્રકારે ઉજવવુ તે જેમ ચૈત્ય એટલે દહેરાસરજી તૈયાર થઇ ગયે તેના ઉપર કળશ ચઢાવાય છે, ભોજન પછી જેમ મુખવાસ તરીકે સોપારી, એલચી વિગેરે આપવામાં આવે છે અક્ષતના થાળ ઉપર જેમ ફળ મૂકવામાં આવે છે તેવીજ રીતે ઉતમ તપ સંપૂર્ણ થયે ઉદ્યાપન એટલે ઉજમણુ આવશ્યક છે શ્રીવીરવિજયજી મહારાજ સાહેબ જણાવે છે કે-ઉજમણાથી તપફળ વાધે ઇમ ભાખે જિનરાયો, જ્ઞાન ગુરુ ઉપગરણ કરાવો, ગુરુગમ વિધિ વિરચાયોરે-મહાવીર જિનેશ્વર ગાયો શ્રીજિનેશ્વર ભગવાને કહેલુ છે કે ઉજમણાથી તપના ફળની અભિવૃદ્ધિ થાય છે, માટે ગુરુગમની વિધિ પ્રમાણે જ્ઞાન અને ગુરુના ઉપગરણો કરાવો અને તપનું ઉજમણું

શ્રૂ પ્રકારે ઉજ્વો એમ શ્રી જગતના પિતા, ત્રિશલા
તાના મહાર શ્રીમહાવીર સ્વામી ભગવાન્ ફરમાવી
યા છે પંડિત શ્રીપદ્મવિજયજી મહારાજ ફરમાવે છે
—ઉજમણાં તપ કેરા કરતાં શાસન શોભ ચઢાવા
હો, વીર્ય ઉલ્લાસ વધે તેહો કારણ કર્મ નિર્જરા
પાવા—તપસ્યા કરતાં હો કે ડંકા જોર બજાવા હો તપનું
ઉજમણું કરતા શાસનની શોભામાં વૃદ્ધિ થાય છે, વીર્ય
ઉલ્લાસ વધે છે અને તેથી કર્મની નિર્જરા થાય છે.
શ્રીવીર પ્રભુએ તો ઘોર તપસ્યા કરીને અને તે કેવી ?
સાડાબાર વર્ષ સુધી માૈન રહ્યા, બેઠા પણ નહિ,
સુતા પણ નહિ, ઉંઘ્યા પણ નહિ કેવળ તે દરમ્યાન ૩૪૯
પારણાંજ માત્ર કર્યા, બાકીના ચોવિહાર ઉપવાસોજ
કર્યા ધ્યાન અને તપશ્ચર્યાનો અગ્નિ એટલો બધો તીવ્ર
લગાવ્યો કે કર્મો તો બળીને ખાખજ થઈ ગયાં, અને
નીર્મળ જ્ઞાન જે કેવળજ્ઞાન તે પ્રગટ થયુ
આવા ઉગ્રમાં ઉગ્ર તપના પરિણામે કેવળજ્ઞાન
પ્રગટ કર્યું છે જેમણે એવા શ્રીવીર પ્રભુના ચરણકમલને
અમારા કોટિશ વંદન હો ખરેખર શ્રીવીર પ્રભુએ

ઘોર તપશ્ચર્યા કરીને કેવળજ્ઞાનનો ડંકો જોરથી બજાવ્યો છે તપનું ઉદ્યાપન એ બોધિબીજના અંકુર સમાન છે એનાથી સમકિત પ્રાપ્ત થાય છે, પ્રાપ્ત થયેલું હોય તો નિર્મળ થાય છે શ્રીજૈનદર્શનમાં તો કરવું, કરાવવું અને અનુમોદવું એને સરખાં ફળ આપનારાં જણાવ્યાં છે કહ્યું છે કે —કરણ કરાવણ ને અનુમોદન સરખા ફળ નિપજાયા હે મહાવીર જિનેશ્વર ગાથા આવા ઉજમણાં કરી ન શકીએ કે કરાવી પણ ન શકીએ તો પણ આના ઉજ મણાને અનુમોદન તો જીગરથી જરૂર આપી શકીએ અનુમોદનમાં દમડી આપવી પડતી નથી અને છતાં લાભ કરવા-કરાવવા જેટલોજ શાસ્ત્રકારોએ વર્ણવ્યો છે, તો કયો વિવેકી પુરુષ આવા ઉત્તમોત્તમ લાભથી વંચિત રહી શકે ? અર્થાત્ કોઇ ન રહી શકે

ઇત્યેલમ્.

# વોરા કુટુંબનું એક અણમૂલ રત્ન
## યાને
# જવલંત જવાહીર શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઈના જીવનના કેટલાક પ્રસંગો

(લેખક—વેલજી લાલજી વોરા, જામનગર)

પૂજ્ય માતુશ્રી ગળિયાનમાઈની પવિત્ર કુક્ષિમાં પાકેલું એક અણમૂલ રત્ન તેમના પિતાશ્રીનું નામ ધારસીભાઈ દેવરાજ આ બન્ને શ્રી પુરુષનું ધ્યાન ધર્મશ્રદ્ધાળુ અને ક્રિયાશીલ હતું કે જેમના ઉત્તમ ગુણો તેમના ચિરંજીવી શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઈમાં આપણે જોઈ શકીએ છીએ ધારસીભાઈ સહજ ભદ્રિક સાદા અને મીલનસાર સ્વભાવના હતા ધંધો નાનીનો મગના હતા તેમના હાથ નીચે તાલીમ લેવાનું સદ્ભાગ્ય પોપટલાલભાઈને સાંપડ્યું હતું પોપટભાઈએ અનઘડી સુધી તેમની સેવા બજાવી તેમના ઉચ્ચા સદ્ગુણો જેવા કે ધર્મશ્રદ્ધા, પ્રભુ ભક્તિ, ગુરુભક્તિ, વૈયાવચ્ચ, ઉદારતા, વિનય, વિવેક ઇત્યાદિ પોતામાં ઉતારી તેને સારી રીતે ખીલવવા પ્રયાસ કર્યો છે,

અને તેમાં તેઓ ખરેખર સફળ થયા છે દેવગુરુધર્મ તરફે એમની શ્રદ્ધા અચલ અને અવર્ણનીય છે એમનું જીવન ધર્મમાર્ગગામી પુરવાર અનુકરણીય અને અનુમોદનીય કહી શકાય તેઓશ્રી ક્રિયારુચિવાન પ્રભાવશાળી પુરુષ છે એ વિશેષ ખુશી થવા જેવું છે વ્રતધારી શ્રાવકને નિત્ય આચરવા યોગ્ય બે ટંકના પ્રતિક્રમણ ત્રિકાલ જિનપૂજા ગુરુ વંદન વ્યાખ્યાનશ્રવણ તપ જપ, પચ્ચક્ખાણ આદિની ક્રિયાઓ તેમના જીવન સાથે ઓતપ્રોત થઇ ગયેલ છે રત્નત્રયી (જ્ઞાન દર્શન ચારિત્ર) અને તત્ત્વત્રયી (દેવ ગુરુ અને ધર્મ) ના તેઓ પરમ ઉપાસક છે દેવ ગુરુ ને ધર્મને માટે ગમે તે ભોગ આપવામાં તેઓ પોતાની ફરજ સમજે છે તેઓને લક્ષ્મી કરતાં ધર્મ વધારે વહાલો છે એ તેમની રહેણીકરણી અને ઉદારતા ઉપરથી જણાઇ આવે તેમ છે આવા ભાગ્યશાળી પુરુષના જેટલા ગુણ-ગાન કરીએ તેટલા ઓછા જ છે

એઓશ્રી કોઇ પણ ખાતામાં પૈસાની જરૂર જણાતાં જાણી થયે યથાશક્તિ રકમ આપ્યા વિના રહેતા નથી, એટલુંજ નહિ પરંતુ બીજા ગૃહસ્થોને પણ આપવા માટે

પ્રેરે છે એ એમની વિશેષતા છે મદ્ભાગ્યે એમને મિત્રો પણ તેવાજ ગુણી સાંપડેલ છે એ વિશેષ ખુશી થવા જેવુ છે કે જેથી જ્યારે જ્યા ત્યારે, જ્યા અને ત્યા ધર્મ સિવાય લક્ષ્યબિંદુજ ન હોય. જ્યારે જુઓ ત્યારે વાતાવરણમાં ધર્મનોજ ગુંજારવ થયા કરતો હોય છે આ લેખકની અંદર પણ જો કંઇક ધર્મના સુસસ્કાર પડયા હોય તો તેનું સન્માન શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઇનેજ ધટે છે કયાં મારૂ તેર વર્ષ પહેલાનુ જીવન અને કયા હાલનું જીવન? તે પહેલા દેવગુરુને પણ નહિ પિછાનવાપણું, ધર્મ તરફ દુર્લક્ષ્ય આચાર, વિનય, વિવેકનુ કંઇ ઠેકાણુ નહિ, મોટુ મીંડુજ કહીએ તો ચાલે ધાર્મિક સુસસ્કારો માટે હુ એમનો ધણો ઋણી છુ મારા એમને કોટિશ અભિનંદન હો તેમના ધાર્મિક વાતાવરણના ગુંજારવતી અમર અન્યો ઉપર પડી અન્યોમાં સુસસ્કાર રેડાય છે અને પરિણામે ધર્મની અભિવૃદ્ધિ થતી રહે છે ટૂંકામા ધાર્મિક સુસસ્કારોના તેઓ થોડે ધણે અંશે પણ ઉત્પાદક છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી એમના જીવનમાંથી શીખવા જેવુ ધણુય છે આત્મકલ્યાણના

પ્રભુએ એમના સદ્‌ગુણોનુ અનુકરણ કરી પોતામા તેવા સદ્‌ગુણો વસાવવા પ્રયાસ કરવો જરૂરી છે

આ અસાર સસારમાં ધર્મજ એક સારભૂત વસ્તુ છે અને અશરણનું ખરૂ શરણું જો કોઇ હોય તો તે કેવળ ધર્મજ છે આ વાત એમના જીવનમાંથી સૌ કોઇએ સારી રીતે શીખી લેવા યોગ્ય છે ટૂંકામાં જીવન ધર્મ એ જીવનમાહત્મ્ય છે અને મનવધર્મ વિનાનુ જીવન એ માનવભવ હારી જવા જેવુ છે

હે ભવ્યો ! યા રાખજો કે મનુષ્યભવ ઉત્તમ કુળ જાતિ ધર્મ ષનવા દેવ ગુરુ ધર્મની સામગ્રી મળવી એ મહાપુણ્યનો ઉદય સૂચવે છે ફરી ફરીને આવી શુભ સામગ્રી અને સંજોગ પ્રાપ્ત થવા અતિ મુશ્કેલ છે માટે આ ઉત્તમ મનુષ્યજન્મ હારી ન બેસીએ અને સફલ કરી કલ્યાણને પથે વિચરીએ એટલા માટે હે ભવ્યો ! ધર્મને સ્વપ્ને પણ ચૂકતા નહિ નહિતર જીતી બાજી ખોઇ બેસશો અને ભવોભવ પશ્ચાત્તાપનો પાર રહેશે નહિ, માટે ટૂંકામાં એટલુજ કહેવાનું છે કે જે કરો તે સમજીને, સદ્‌ગુરુની સલાહ લઇને, શ્રેયસ્કર માર્ગ હોય

તેજ અદલ્ પ્રમાણે કરજો કે જેથી પા ળથી પસ્તાવાનુ રહેજ નહિ

## તેઓશ્રીના જીવનમા તેમના હસ્તક થયેલા કેટલાક ધાર્મિક કાર્યોની ઉડતી નોંધ

પાવન કરી પવિત્ર તીર્થ શ્રીપાલીતાણા રતલામ તથા જામનગરમાં શ્રીઉપધાનતપ વહેવરાવ્યાં છે, જેમા હજારા પૈસા ખર્ચેલા છે જામનગરમા શ્રીજૈનવિદ્યાર્થિભવન શ્રીજૈનશાળાકો માટે ખુલ્લુ મુકવામા આવેલ છે તેનો કુલ ખર્ચ પોતાનાજ તરફથી આપવામા આવે છે આ વિદ્યાર્થિભવન આજ તેર વર્ષોથી ચાલુ છે અનેક વિદ્યાર્થીઓએ તેનો લાભ લીધો છે અને અનેક લાભ લઇ રહ્યા છે આ ભુવનના એક વિભાગમા એક રમણીય દહેરાસરજીની પણ ઉત્તમ ગોઠવણ કરવામાં આવેલ છે કે જેથી વિદ્યાર્થીઓ ઉપર ધર્મના સસ્કારની છાયા અવારનવાર પડતીજ રહે

આ શ્રીજૈનવિદ્યાર્થિભવનનું મકાન અહિંના સ્ટેટ ઇજનેર સાહેબ મહુમ શ્રી ડાહ્યાભાઇ કોરાના પ્લાન મુજબ બાંધવામાં આવેલું છે તેઓશ્રી પોપટલાલભાઇના

દિનોજાન મિત્ર હતા એમણે દોરી આપેલ બિલ્ડિંગને પ્લાન શેઠ પોપટલાલભાઈને પસ૦ પડવાથી શેઠે પોતાના માટે રહેવાને બંગલો બંધાવ્યો બંગલો તૈયાર થઈ ગયો ભાવિના ગર્ભમાં શું શું ભરેલું છે તે મનુષ્યની કલ્પના બહારનો વિષય છે મનુષ્ય ગમે તે ધારી બેઠેલ હોય પરંતુ અંતે તો જે બનવાનું સર્જાએલ હોય તે મુજબજ બને છે ખરૂં છે કે Man proposes God disposes

## ભવિતવ્યતાનું પ્રાબલ્ય

બિલ્ડિંગ તૈયાર થઈ રહ્યું રાત્રિના એક વખતે શુભ ચોઘડીએ વિચાર સ્ફૂર્યો કે આ એક લાખનું બિલ્ડિંગ છે આવડા વિશાલ બંગલાનો માત્ર એક નાનું સરખું કુટુંબ ભોગવટો કરે તેનાથી કોઈ બીજો સારો માર્ગ છે કે નહિ ? વિચારોની પરંપરા ચાલી અને એ પરંપરામાંથી તો શ્રીજૈનવિદ્યાર્થિભવનનો જન્મ થયો અને તે કેવી રીતે થયો તે આપણે જરા બારીકાઈથી અવલોકીએ

આ મકાન જો વિદ્યાલયના સદુપયોગમાં આવે તો એ દ્વારા વિદ્યાનો સારો પ્રચાર થઈ શકે અને વધારે

પુણ્ય હાંસલ થઇ શકે તેમ છે, કારણ કે શ્રીજૈનશાસને
જ્ઞાનદાનને સર્વથી શ્રેષ્ઠ દાન તરીકે વખાણેલુ છે, તો
અનેક જૈન બાળકોને પોતાની લક્ષ્મીનો લાભ આપી
શા માટે ન કેળવવા ? આવા ઉત્તમ વિચારોથી તેઓ-
શ્રીએ અનેક બાળકોના વસન થવા બોર્ડિંગ ખોલવાનો
વિચાર કર્યો તેમ જામનગરમા જૈનો માટે બોર્ડિંગની
જરૂર જણાયાથી શ્રીજૈનવિદ્યાર્થિભવન એ નામની સસ્થા
ખોલના વિચાર નક્કી થયો. કેટલાક મિત્રો અને સ્નેહી
ઓએ સલાહ આપી કે આ સસ્થામા આપનુ આપના
પિતાશ્રીનુ કે આપના વોગ કુટુબનુ નામ સાથે જોડાય
તો ઇચ્છવા યોગ્ય છે, પરન્તુ નામની કામના નહિ રાખતાં
ધર્મની કામના સ્વયકજ નામ પસદ કર્યું ગત ઉપરોક્ત
વિચારની પરપરાએ તેમને પરમાર્થ તરફ પ્રેર્યા અને
બીજેજ દિવસે " ધર્મના કાર્યમા ઢીલ ન હોય " એ
સત્રને મા। આપતાં નક્કી કર્યા મુજબ પ્રભાતમા માગ
લિક કરી મહારાજા જામશ્રી રણજિતસિંહજી સાહેબ
બહાદુરને પોતાના વિચારો જણાવવા તથા શ્રીજૈનવિદ્યા-
ર્થિભવનની ઉદ્ઘાટનની ક્રિયા એ મુલ્કમશહૂર રાજવીને

મુબારક હાથે કરવા માટે તેમને વિનંતિ કરવા રાજમહેલ
તરફ ગયાના થયા પ્રભુકૃપાએ મહારાજા સાહેબ પણ
આ વાત સાંભળી ખુશી થયા અને ઉદ્ઘાટનની
ક્રિયા માટે પધારવા ઘણીજ ખુશાલીની સાથે વચન
આપ્યું દિવસાનુદિવસ એ પ્રતાપી રાજવી સાથેની
મૈત્રી ગાઢ બની ગઈ અને મહારાજા સાહેબ આવા
એક નિખાલસ પરોપકારી ધાર્મિક પુરુષ પોતાના
એક અગ્રગણ્ય શહેરી તરીકે હોવાનું અભિમાન રાખતા
અને શુભ પ્રસંગે ઘણી વેળા તેઓ શેઠ પોપટલાલભાઈને
જરૂર સંભારતા હતા અને પરસ્પર આગતાસ્વાગતા
પૂછી પોતાની ગાઢ મૈત્રીને ટકાવી રાખતા હતા શ્રી
જૈનવિદ્યાર્થિભવન મર્હુમ મહારાજા જામ શ્રી રણજિત-
સિંહજી સાહેબના હાથેજ ખુલ્લું મૂકવામાં આવ્યું હતું
એ રાજવી તરફથી દર વર્ષે જન્મદિવસની ખુશાલીમાં
હજારો રૂપીઆ ભેટ આપવાનું જાહેર કરવામાં આ
હતું તે હજી ચાલુજ છે સદ્‌ગત
[illegible] જૈનવિદ્યાર્થિભવન ઉપર અનેક ઉપકારો અને

શ્રીદિગ્વિજયસિંહજી સાહેબ બહાદુર પણ એમના પગને ચાલી મીઠી નજર રાખે છે એ વિશેષ ખુશી થના જેવુ છે

**શ્રીયુત શેઠ પોપટલાલભાઈએ બજાવેલી જૈન-કોમની સેવાનો એક અભિનંદનીય પ્રસંગ**

વિ સ ૧૯૧૮મા જ્યારે જામનગરમાં ઇન્ફલુએન્ઝા નામનો ઝેરી રોગ ફાટી નીકળ્યો તે વખતે જામનગરના સમસ્ત જૈનોને માટે વૈદ્ય ડાકટરોને રોકી દેવી તથા વિલાયતી અફ્ન દવા તથા મારવાર શુશ્રૂષા કરવામા તથા રોગનિવારણમા દ્રવ્યનો સારો વ્યય કરવામા આવ્યો હતો સ્વયસેવકોને સેવાના અનુમોદન માટે સુવર્ણના પદક એનાયત કરવામાં આવ્યા હતા

સેવા માટે કહ્યુ છે કે —

बुद्धे फलं किं, कमलाफलं किं, नृजन्मवृक्षस्य परं फलं किं ।
उपाय सर्वस्वमजन्मनः किं, न किंचिदन्यद् व्यपहाय सेवा ॥

ભાવાર્થ —બુદ્ધિનુ ફળ શુ ? લક્ષ્મીનુ ફળ શુ ? મનુષ્યજન્મરૂપી વૃક્ષનું મહાન ફલ શુ ? ફરી જન્મ ધારણ ન કરવો પડે એવો એક માત્ર ઉપાય કયો ? તો કહે છે કે સેવા વિના બીજો એક ઉપાયજ નથી.

सेवाधर्मो परमगहनो योगिनामप्यगम्य ।

સેવાધર્મ એ મહાન્ યોગીઓને પણ અગમ્ય એવો પરમ ગહન ધર્મ છે

શ્રીયુત શેઠ પોપટલાલભાઇની સેવાથી ખુશી થઇને અનેની જામનગરની જૈનપ્રજા તરફથી તેમને આપવામાં આવેલા અભિનંદન પત્રનો ટુંક સાર –

ભયંકર બિમારીના સમયમાં દુખી, રોગી અને મરણના ભયથી આકુળવ્યાકુળ થયેલા સ્વધર્મી બંધુઓને દવાઓ આપવી જોઇતાં સાધનો પૂરા પાડવાં અને દરેક રીતે તેઓને આશ્વાસન આપવું એના જેવું બીજું ઉત્તમ અને પરોપકારી કાર્ય કર્યું હોય શકે તેમ છે? અમે ચોક્કસ માનીએ છીએ કે આપે આવું ઉત્તમ કાર્ય કરીને ખરેખર અપૂર્વ પુણ્ય ઉપાર્જન કરેલ છે, અને તે બદલ જૈન-કામના અને જૈનયુનિયનના સેક્રેટરી સભ્યોની સહીથી અભિનંદન પત્ર આપશ્રીને આપવામાં આવેલ છે

પોપટલાલ શેઠનો સમાન ભાવ

આત્મબંધુ! જૈનસમાજમાં એકતાની, પ્રેમની મ૫ની આવશ્યકતા છે, એવા પોકારો કરનારા ઘણા જોવામાં

શેઠ પોપટલાલ ધારશીભાઇ

આવે છે, પરંતુ એ વાતને અમલમાં મૂકનારા ઘણાજ થોડા જોવાય છે, પણ આપે ઉપર્યુક્ત કાર્યમાં જે વિશાળ દૃષ્ટિથી સમાનભાવના સત્રને સિદ્ધ કરી આપ્યુ છે, એ ખરેખર બીજા તમામ જૈનબંધુઓને અનુકરણ કરવા લાયક કર્યું છે, અને તે બદલે અમો આપને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછોજ છે

यादृशी भावना यस्य, सिद्धिर्भवति तादृशी

એ નિયમ પ્રમાણે આપે જેવી ઇચ્છા અને નિર્મલ ભાવનાથી ઉપર્યુક્ત કાર્ય આરંભ્યુ હતું તેજ પ્રમાણે સંપૂર્ણ મક્કતતા અને લગાર પણ અસંતોષ સિવાય પૂર્ણ થએલુ જોઈ અમને વધારે હર્ષ થાય છે, અને તેમ થવામા "સેવાધર્મ"ની આપની ઉચ્ચ લાગણીનેજ અમો કારણભૂત માનીએ છીએ આ પ્રમાણે આપનુ આ શુભ કાર્ય નિર્વિઘ્નપણે પૂરૂ થયુ એ માટે પણ અમો આપને શુદ્ધ અંતઃકરણથી મુબારકબાદી આપીએ છીએ અને શાસનદેવ પ્રત્યે એવી પ્રાર્થના કરી વિરમીએ છીએ કે આપને દિનપ્રતિદિન જનસમાજની વધારે સેવા કરવાનું સામર્થ્ય શાસનદેવ સમર્પણ કરે

જામનગર તા ૧૬-૧૧-૧૯૧૮

આ રીતે જૈનકોમના તથા જૈનમુનિવનના સેંકડો જૈનબધુઓએ શુભચિંતકો તરીકે સહી કરીને શેઠ સાહેબની જાહેર સેવા બદલ તેમને માનપત્ર એનાયત કરવામાં આવેલ હતું

**એમનુ શીયળ અને અનુકરણીય ક્રિયારૂચિ ગણુ**

મનાન નહિ હોવા છતા લગભગ ૪૫ વર્ષની ઉમરે ચતુથ વ્રત ઉચ્ચરેલ છે એમના ધર્મપત્ની ઉજમબહેન પણ શ્રદ્ધાળુ ધર્મિષ્ટ સુશીલ અને સેવાપરાયણ છે એમને કે આ દંપતિના રોગ શુભકર છે અને તેથી ધર્મમાં વિશેષ પ્રવૃત્તિ થઇ શકે છે આવા ધર્મ પ્રેમી યુગલ સંસારમા વિરલજ હોય છે પોપટલાલ શેઠ બાર વ્રતધારી શ્રાવક છે દરેક ક્રિયાઓ (છ આવશ્યક) વગેરે નિત્ય નિયમ પૂર્વક કરે છે તેઓશ્રી પ્રભુપૂજામા ઘણાજ ઉજમાન છે એમની સગાથે પૂજામા જોડાવુ એ એક જીવનનો આહ્લાદ માણવા જેવુ છે આયાચ્મ્લ તપ ઉપર એમને અચલ શ્રદ્ધા છે દર વખતે તેઓ આંબિલની ઓળી ઘણે ભાગે એકધાનથી કરે છે, અને વિધિ વિધાન પૂર્વક સ્નાત્રપૂજા અષ્ટપ્રકારીપૂજા દેવવંદન, ગુરુવંદન,

આદિ સામુદાયિક સ ગાથે ઉજવે છે એઓશ્રી એક પ્રભાવ શાલી વ્યક્તિ હોઇને અને ધર્મમાં આદરપૂર્વક જાતેજ દાખલો બેસાડતા હોઇને અનેક સાધર્મિક ભાઇઓ ધાર્મિક ક્રિયામા સાથે જોડાય છે અને ધાર્મિક જીવનની મોજ માણે છે

## દિલેર દિલના પોપટલાલ શેઠની ઉદારતા

એમણે અનેક સ્થળે શુભદાન આપેલ છે ઉપરાંત જ્યા જ્યા જરૂર જણાય ત્યા ત્યાં ઉદારતાથી પોતાનો હાથ લબાવતા આવ્યા છે, અને પોતે જાતેજ દ્રવ્યનો વ્યય કરી બીજાઓને પણ તેમ કરવા પ્રેરણા કરવી એ તેમનો ખાસ ગુણ છે

ગાંભીર્ય, ઠરેલપણુ અને ગૌરવ એટલા બધા એમને વરેલા છે કે એમના જમણા હાથથી અપાએલા શુભ દાનની ડાબા હાથને પણ ખબર પડવા પામતી નથી અર્થાત્ એમના નિકટવર્તી બંધુને પણ ખબર પડી શકતી નથી પોતાના જીવનમા આજસુધીમાં અનેક શુભક્ષેત્રોમા દ્રવ્યનો સદ્‌વ્યય એઓશ્રી કરતા આવ્યા છે व्यये कृते वर्धते एव नित्यम्। એ સૂત્રાનુસાર તેમની લક્ષ્મી દિન

પ્રતિદિન વધતીજ ચાલી આવે છે, અને અમો ઇચ્છીએ છીએ કે પ્રભુ એમને એમની ઇચ્છાથી અદકું આપે અને એમને હાથે ધર્મના દાનપુણ્યના શુભ કામો ખુબ ખુબ થતા રહો, અને એમનું ધન્ય જીવન અન્ય ધનવાનોને ધડારૂપ નીવડો

તેઓશ્રી અનેક સંસ્થાઓના આશ્રયદાતા છે કેટલી કના લાઇફમેમ્બર છે કેટલીકના સભ્ય, કેટલીકના સલાહકાર છે

જૈનશાસ્ત્રોના ઉમદા ગ્રંથો છપાવી સાધુસાધ્વીઓને પઠન પાઠનાર્થે ભેટ મોકલી તેમજ કેટલાક સાધુસાધ્વીઓને જોઇતા પુસ્તકો વેચાતાં લઇને વહોરાવી તેઓએ શાસનની ઉમદા સેવા અદા કરેલી છે

એમની વ્યવસ્થા કરવાની શક્તિ બુદ્ધિને હેરત પમાડે તેવી છે તેઓશ્રી વ્યવહારકુશળ, ચકોર અને કાર્યદક્ષ છે, એટલુંજ નહિ પરંતુ અગમચેતી છે કોઇપણ કાર્યનું પરિણામ શું આવશે અને તે ક્યાં જઇને અટકશે તે તેઓશ્રી ઠીક અનુમાન કરી શકે છે

એમનું કહેવું હમેશા દલીલપૂર્વકનુંજ હોય છે અને એથી એમનું પ્રભાવિકપણુ વિશેષ શોભી નીકળે છે તેઓશ્રી બહુજ ઓછુ બોલવાવાળા છે, પરંતુ બોલે છે ત્યારે પૂર્ણ વિચાર કરીનેજ જરૂર જોગુ જ બોલે છે તેઓશ્રી ઘણાઘણા રાજામહારાજાઓ, શેઠ શાહુકારો, અનેક સાધુ મહારાજાઓ, પૂ આચાર્યો, ઉપાધ્યાયો, પન્યાસો, પ્રવર્તકો, ગણીઓ વિગેરે ના સતસમાગમમાં આવેલા છે અને અનેક વિદ્વાન્ ગૃહસ્થોના પરિચયમાં પણ આવેલા છે અને ઘણું ઘણુ જોએલુ જાણેલુ હોવાથી એમની કાર્ય કરવાની શક્તિ પણ ઘણી સારી રીતે ખીલેલી છે

તેઓશ્રી ગુરુદેવની સત્ કૃપાથી સારૂ અસરકારક પ્રાસંગિક ભાષણ પણ કરી શકે છે

સાધુ મુનિરાજોની વૈયાવચ્ચ કરવામાં તેઓશ્રી હમેશા આગળ પડતો ભાગ લેતા આવ્યા છે સાધુ સાધ્વીઓ માટેની તેમની સેવા ખરેખર પ્રશસનીય છે ધાર્મિક ઉપકરણોનો સ્ટોરહાઉસ એમને ઘેર જોઇને કોઇ પણ ભવ્યાત્માને આનંદ થયા વિના રહેજ નહિ વિનય,

વિવેક અને વૈયાવચ્ચના સદ્ગુણો તેમનામાં સારી રીતે ખીલેલા છે ગુરુદેવ પ્રત્યે તેઓનું હમેશાં બહુમાન હોય એ તો સ્વાભાવિકજ છે

એમના તરફથી આજસુધીમાં અનેક સ્વામિવાત્સલ્યો, નવકારસીઓ ગચ્છનાં જમણો વગેરે થએલાં છે કેટલાક સ્વામિવાત્સલ્યો કાયમને માટે જમ્યા કરે એવો પ્રબંધ કરેલ છે

ગત વર્ષમાં રાજનગરનિવાસી સંઘપતિ શ્રીયુત શેઠ માણેકલાલ મનસુખભાઇ તરફથી શ્રી ગિરનારજી તથા શત્રુંજયની યાત્રાર્થે કાઢવામાં આવેલ છરી પાળતા મહાન્‌સંઘને શ્રીગિરનારજીમાં લગભગ ૭ હજારના ખર્ચે સ્વામિવાત્સલ્ય આપવામાં આવ્યુ હતુ

પાટણનિવાસી શેઠ નગીનદાસ કરમચંદ કે જેઓ તેમના ખાસ મિત્ર છે તેમના તરફથી પાટણથી ગિરનાર અને ત્યાંથી કચ્છમા છરી પાળીને જતા શ્રીસંઘને પણ કાંગશ્રા મુકામે સ્વામિવાત્સલ્યનું જમણ આપવામા આવ્યુ હતુ

ખિદારના અસાધારણ ભૂકંપ પ્રસંગે તેમણે નિરાશ્રિતો માટેના ફંડમાં સારી રકમ ભરાવી હતી

જામનગરમા જલની અતિવૃષ્ટિ પ્રસંગે ઘણા ગરીબોના ઘર જમીનદોસ્ત થઇ ગયેલા તે વખતે તેમણે સારી રકમ ગુપ્તપણે ગરીબોને મદદ માટે કાઢી આપી હતી આવી આની અનેક ઉદારતા તેમણે પ્રસંગે પ્રસંગે દાખવી છે આ તો માત્ર યતકિંચિત્ હું જે જાણી શક્યો છુ તેજ માત્ર ગણાવી છે મારી જાણ બહારની બીજી ઘ્ણ કઇ હશે તે કાં તો શેઠનો અંતરાત્મા જાણે અને કાં તો જ્ઞાની જાણે મે તો માત્ર ઉડતી નજર નોંધજ લીધેલી છે એ વાચકબંધુને સવિનય નિવેદન થાય

**રાજ્યદરબારમા એમની લાગવગ**

મ મહારાજા રણજિતસિહજી એમના ખાસ સ્નેહી હતા ધ્રાંગધ્રા, લીંમડી આદિના દરબારો સાથેનો એમનો પરિચય સારો છે અનેક ધાર્મિક શુભ પ્રસંગોએ તેઓએ મહારાજા જામસાહેબને ગાડનપાર્ટી આપી પોતાનો સ્નેહસબંધ વ્યક્ત કરેલ છે અનેક શાંતિસ્નાત્રના મહોત્સવ પ્રસંગે મહારાજા જામસાહેબને દહેરાસરજીમા દર્શનાર્થે લાવેલ છે તેઓશ્રી જ્ઞાતિમાં અને કોમમાં સબાહસ પ ધરાવવાવાળા છે ઓશવાળની જ્ઞાતિમાં એકય

થવામાં મર્હુમ મહારાજા જામ શ્રી રણજિતસિંહજી સાહેબ બહાદુરે સારો ભાગ લીધો હતો અને તેઓ-શ્રીને વસ્તુસ્થિતિ સમજાવવાને માટે શેઠ પોપટલાલ ભાઈએ પોતાથી બનતુ કર્યું હતુ ખુશી થવા જેવુ છે કે એમની મહેનત સફલ થઇ છે અને આજે એ જ્ઞાતિ કોઈ પૂર્વના પુણ્યોદયથી સ્નેહની પવિત્ર સાંકળથી બધાએલી છે અને અમો પ્રાર્થીએ છીએ કે સદાને માટે સ્નેહબધનથી બધાએલીજ રહે હિંદી કહેવત છે કે સુનટે તો તેસઠ ઉલટે તો છત્તીસ, એટલે કે સામુ મોઢુ રાખે તો ૬૩ થાય છે અને એજ આંકડા અવળુ મોઢુ રાખે અને રીસ ચઢાવીને અવળા એમે તો ત્રેસઠના ૩૬ થઇ જાય છે તો મારી પણ એજ ભાવના છે કે અમારા ઓશવાલ જ્ઞાતિબધુઓ પરસ્પર પ્રેમથી સલાહસપમાં રહે અને ત્રેસઠના ઉનટા થઇને છત્રીશ ફરીને ન બને.

રાજ્ય તરફથી તેમને "ઓર્ડર ઓફ મેરિટ" નો માનવંતો ખિતાબ બક્ષવામાં આવ્યો છે રાજ્યના અધિકારી વર્ગ સાથે પણ તેમનો સબધ ઘણોજ ગાઢો

છે બોર્ડિંગની ઉદ્ઘાટન ક્રિયા તથા અનેક મેળાવડા, જલસા, મહારાજા સાહેબોને હાથે થયેલા છે

બોર્ડિંગને રાજ્ય તરફથી દર વરસે રૂા ૧૫૧) ભેટના, રાજ્યરોહણના દિવસે મળે છે ઉપરાત મહારાજા સાહેબના જન્મદિવસે મિષ્ટભોજન પણ આપવામાં આવેછે

તેઓશ્રીના તરફથી શ્રીજૈનવિદ્યાર્થિભવનમા જિન-મદિરની વ્યવસ્થા માટેનો એક વિભાગ રાખવામાં આવેલ છે તેમજ શ્રીશત્રુંજય ઉપર તથા કદમ્બગિરિજી ઉપર દેવકુલિકા કરાવેલ છે તથા પ્રભુજી પધરાવેલ છે કદમ્બગિરિ ઉપર ૪૯મી દેરી એમના માતુશ્રીના સ્મરણાર્થે વિ સં ૧૯૮૬ના ફાગણ સુદ ૨ ને સોમવારે બોટાદનેસમાં કરાવેલ છે, જેમા અતીત ચોવીસીના બીજા શ્રીનિર્વાણી જિન તથા વિહરમાન ૧૪ મા શ્રીભુજગજિન શેઠે પોતે પધરાવેલ છે તથા વિહરમાન ૫ દરમા શ્રીઇશ્વરજિન તેમના ધર્મપત્ની ઉજમબહેને પધરાવેલ છે આ દેવ કુલિકા શ્રીતપગચ્છાધિપતિ ભટ્ટારકાચાર્ય શ્રીવિજયનેમિ-સૂરીશ્વરના સદુપદેશથી શેઠ પોપટભાઇએ પોતાની માતુ શ્રીના શ્રેયાર્થે કરાવીને શ્રેષ્ઠી શ્રીજિનદાસ ધર્મદાસને સમર્પિત કરેલી છે

## જામનગરની ધિ યંગમેન્સ જૈન સોસાયટીના એક સુયોગ્ય સુકાની

અહિંની ધિ યંગમેન્સ જૈન સોસાયટીના તેઓ શરૂઆતથી પ્રમુખ તરીકે દર વરસે નવી ચુંટણીથી ચુંટાતા આવ્યા છે સોસાયટીને ધર્મના માર્ગમાં જોડવાને તેઓ સદા તત્પરજ રહે છે અનેક પ્રસંગે ઉભા કરીને પણ સાધર્મિક ભાઇઓને ધર્મમાં જોડવાને તેઓનો હમેશનો પ્રયાસ છે તેમના સમાગમમાં આવ્યા બાદ અનેક ભવ્યાત્માઓને ધર્મનો અવિહડ રંગ લાગ્યો છે અનેક વ્યક્તિઓ વ્રત નિયમ પચ્ચક્ખાણના ધારવાવાલા થયા છે અનેકના જીવન પલટાયાં છે અનેક એમના ઋણી છે જામનગરમાં જન્મ ધારણ કરીને અનેક આત્માઓને ધર્મમાર્ગે જોડી, અનેકના જીવન પલટાવી ધર્મપરાયણ બનાવ્યા છે તેને માટે અનેક ભવ્યાત્માઓ તેમનો ઉપકાર ભવાંતરમાં પણ નહિંજ ભૂલે એવી અમારી ખાત્રી છે

અહિંની સોસાયટીના તેઓથી પ્રાણસમા છે હરી જતો અગ્નિ જેમ ફુંક મારવાથી પાછો સતેજ થાય છે, તેમ જ્યારે જ્યારે સોસાયટી ધર્મકર્તવ્યમાં શિથિલ

થાય છે, ત્યારે ત્યારે યોગ્ય શબ્દોની ગરમાગરમ ફૂંકો મારી તેમાં ચૈતન્ય પ્રગટાવી આપે છે આજ આઠ આઠ વર્ષ થયાં તેઓશ્રીને અહીંની યંગમેન્સ જૈન સોસાયટીના પ્રમુખ તરીકે ચુટવામાં આવે છે એજ તેમની પૂરેપૂરી યોગ્યતાને પુરાવો છે સોસાયટીનું સુકાન હાથ ધરી નિર્દિષ્ટ ધ્યેય તરફ સ્ટીમરને લઈ જવામાં તેઓમાં અદ્વિતીય આવડત છે જેમ ગોઠ વિદ્યાર્થીને કાન ઝાલીને મારતગ સમજાવે છે તેમ તેઓશ્રી પણુ ઘણી વખતે સોસાયટીનો કાન ઝાલીને, પ્રમાદ છોડાવીને જાગૃતિમાં લાવે છે, અને ધર્મમાં શિથિલ બનતાઓને ધર્મમા સ્થિર કરી આગળ વધે છે

**શ્રીદેશવિરતિ ધર્માારાધક સમાજ સાથનો એમનો સંબધ**

શ્રીદેશવિરતિ ધર્માારાધક સમાજના તેઓ આદ્યોત્પાદક છે એમ તેના સુકાનીઓનું ખાસ કથન છે એમણે શ્રીદેશવિરતિ ધર્મારાધક સમાજને પોતાની માની અપનાવી છે એની દરેક પ્રવૃત્તિને સફળ બનાવવા તન, મન અને ધન સમર્પ્યાં છે શ્રીપાનસર અને શ્રેસાણુા

મુક્તિરમણીને વરવા ઉદ્યમવંત થવુ જોઇએ
ધર્મરથના પૈડા

સંસારઅટવી ઓળંઘવાને, ધર્મરથ કહ્યો છે પુરુષ અને સ્ત્રી એ બે તેના પૈડાં છે બન્ને સમાન ગુણધર્મી હોય તે સસારઅટવી ઝટ પાર ઉતરી શકાય. શ્રીયુત શેઠ પોપટલાલભાઈની જેવી ધર્મભાવના જાગ્રત છે તેવીજ તેમના ધર્મપત્ની ઉજમબહેનની પણ ધર્મપરાયણતા પ્રશસનીય છે બન્નેમાં સેવાભાવ ઝળકી રહે છે પ્રભુ અને ગુરુભક્તિ સ્તુત્ય છે, અનુકરણીય છે, બન્નેના જીવનમાંથી તપશ્ચર્યા અને વૈયાવચ્ચનો ગુણ ખાસ કરીને સૌ કોઇ ભવ્યાત્માઓને આદરણીય છે ગૃહસ્થ છતાં આકરા યમનિયમાદિ પાળવા અને જીવન ઘડવુ એ એમના જીવનમાંથી સૌ કોઇએ બોધપાઠ લેવા જેવો છે

સ ૧૯૭૫ માં શ્રીસિદ્ધક્ષેત્રમા એમના ધર્મપત્ની ઉજમબહેને ઉપધાનતપ કર્યું તથા અન્યો I કરાવ્યા રતલામમાં એમણે પોતે ઉપધાનતપ કર્યું તથા જામનગરમાં સ ૧૯૯૦માં ઉપધાનતપ કરાવ્યા. આ ત્રણે

શુભ પ્રમ ગોમાં હજારો રૂપીઆ ખર્ચી તેમણે જિંદગીમાં અપૂર્વ લ્હાવો લીધો છે પાલીતાણે તથા રતલામમાં ઉપધાનની ક્રિયાઓ પૂજ્યપાદ સાગરાનંદસૂરીશ્વરજીની છત્રછાયા નીચે થયેલ હતી અને જામનગરની ઉપધાન તપની ક્રિયાઓ પૂજ્યશ્રી કનકસૂરીશ્વરજીની છાયામાં કરાવાઇ હતી સ ૧૯૯૦ મા એમના ધર્મપત્નીએ વરસી તપ કરેલા હતા તેનું પારણું શ્રીસિદ્ધક્ષેત્રમા કરવાનું હોવાથી જામનગરના સેંકડો સાધર્મિક બધુઓને શ્રીસિદ્ધગિરિની જાત્રા કરવાને સાથે લઇ જવામાં આવ્યા હતા, તથા પારણાને દિવસે નોકારસી કરવામા આવી હતી રતલામના ઉપધાન પ્રસંગે અનેક બધુઓને રત લામ તેડાવ્યા હતા અને ત્યાંથી શ્રીકેસરીઆજી તીર્થની જાત્રા કરાવી લાભ લીધો હતો ત્યારે શ્રીમોહન જૈનમડળ તથા અન્ય સાધર્મિક બધુઓને પણ શ્રીકેસરીઆજીની જાત્રા કરાવી જિંદગીને અપૂર્વ લ્હાવો લીધો હતો

ઉપરાંત અનેક વખત રથયાત્રાના વરઘોડા ચઢાવ-

## પીપરલાલ શેઠનો જાતિસ્વભાવ

તેઓશ્રીમા સ્પષ્ટવક્તાનો ખાસ ગુણ છે, જેવુ હોય તેવુ મોઢેજ કહી નાખે છે એમનુ કથન કોઇને કોઇવાર કડવુ પણ લાગે તેવુ હોય છે ખરૂં પરંતુ પરિણામ તરફ જેતા હિતકર અને મીઠુ નીવડે છે એમનો જાતિ સ્વભાવ તદ્દન વિલક્ષણુ છે પ્રકૃતિ પ્રાય સરળ છે અને પ્રસગે શાત અને રમુજ પણ છે સમકક્ષાના સાધર્મિક બધુઓની સાથે તેઓ ઘણીજ રમુજ સાથે વાર્તાલાપમાં રસ આપી અને લઇ શકે છે એમના કથનમાં ઘણું ઘણુ જાણવાનુ, આદરવાનુ અને ચેતવાનુ હોય છે એમની સલાહ હમેશાં નિખાલસ દિલની અને ધર્મ માર્ગમાં સદાય પ્રેરતી હોય છે

એક દર એમનું જીવન ઘણુંજ આદરણીય અને બોધક છે દેવગુરુની ભકિત અને ધર્મશ્રદ્ધા પ્રશસનીય છે ઉદારતા અનુકરણીય છે



## શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઇના અખંડ
## સૌભાગ્યવંતાં આદર્શ ધર્મપત્ની બાઇ
## ઉજમબેન સબંધી

# બે બોલ

આ મહાન્ ઉદ્યાપનમહોત્સવનું નિમિત્ત કારણ તો શ્રીમતી ઉજમબહેનની, આચાર્યમહારાજ શ્રીસાગરાનંદ સૂરિજીના સદુપદેશથી આ ભવ શ્રી અચિંત્ય માહાત્મ્યવાળુ અનંત કલ્યાણકારી શ્રીનવપદજીનુ તપ તથા પરંપરાએ મુક્તિસુખ આપનાર શ્રીશ્રુતપંચમી તપની નિર્વિઘ્ને સમાપ્તિ થઇ તે છે શ્રીમતી ઉજમબહેનનું જીવનજ તપશ્ચર્યામા સાધુસાધ્વીજી મહારાજોની વૈયાવચ્ચમા, ધર્મ ધ્યાનમા અને સાધર્મિક બધુઓની સેવા શુશ્રૂષામાં પસાર થયેલું છે તેમણે બારવ્રતો ઉચ્ચર્યા છે ઉપધાનતપની ક્રિયાઓ સ્વય કરેલી છે અને કરાવેલી પણ છે નાની વયે સતાન નહિ છતા ચતુર્થ વ્રત ઉચ્ચરેલ છે સિદ્ધ ગિરિની ૯૯ યાત્રાઓ તથા ચોમાસું ધામધૂમપૂર્વક કરેલ છે વરસીતપ કરેલ છે અને તેનું પારણું શ્રી સિદ્ધગિરિની

પતિતપાવની ભૂમિમા ઘણીજ ધામધૂમથી કરેલ છે ઉપરાત અઠ્ઠાઇ અઠ્ઠમ છઠ્ઠ, આબેલ એકાસણાની તપશ્ચર્યા તો અનેક પ્રસગે કરવાનું ચાલુજ છે સામાયિક, પ્રતિક્રમણ દરરોજ, તથા પર્વદિવસે પૌષધોપવાસ કરવાનુ ચાલુજ છે ઉત્તમ શ્રાવિકાને યોગ્ય લક્ષણોથી તેઓ અલકૃતા છે તપશ્ચર્યાની કિંમત તેઓ ઠીક સમજનારા છે અને ધર્મકાર્યોમા સદા અગ્રણી છે સદ્દા મગત પ્રશસ્ય કથિત ॥ સરખે સરખાનો સમાગમ શાસ્ત્રકારોએ પ્રશસ્ય કહ્યો છ આવા ઉચ્ચ ગુણોયુક્ત દપતિનું ધર્મયુગલ ધર્મકાર્યો કરવા માટે દીર્ઘાયુષ્ય ભોગવા એમ અતઃકરણથી ઇચ્છી વિરમીએ છીએ

## જામનગરમાં ઉજવાયેલ મહાન્ ઉધાપનમહોત્સવ યાને જૈનધર્મના ઉપકરણોનુ જગી પ્રદર્શન આત્મ વિકાસ ઉત્સવ

— તથા —

## શ્રીદેશવિરતિ ધર્મારાધક સમાજનુ ૬ઠ્ઠુ અધિવેશન

જામનગરમા વોરા ધારશીભાઇ દેવરાજના સુપુત્ર શેઠ પોપટલાલ ધારશીભાઇ તથા ચુનીલાલ લક્ષ્મીચદ ધારશી ભાઇ તરફથી શ્રીયુત શેઠ પોપટલાલભાઇના ધર્મપત્ની અખડ સૌભાગ્યવતી બાઇ ઉજમબેને શ્રીગુરુમહારાજ શ્રીમાગર નંદસૂરીશ્વરજીના સદુપદેશથી આ લોક શ્રીઅચિંત્ય માહાત્મ્યવાળુ કલ્યાણકારી શ્રીનવપદ (ઓળીજી) તપ તથા પર પરાએ મોક્ષસુખ દેનાર શ્રીશ્રુતપચમી તપની સમાપ્તિ નિર્વિઘ્ને કરેલી તે નિમિત્તે શ્રીબોધિબીજના અ કુરા સમાન શ્રીઉધાપનમહોત્સવ નીચે મુજબ ઉજવવામા આવ્યો હતો —

ફાગણ સુદ ૧૧ શુક્રવાર કુભસ્થાપના

શ્રી પ ચકલ્યાણકની પૂજા

ફાગણુ સુદ ૧૨ શનિવાર શ્રીનવપદજીની પૂજા
,, પ્ર સુદ ૧૩ રવિવાર શ્રીબારવ્રતની પૂજા
,, સુ ૧૩ સોમવાર શ્રીનવાણુ પ્રકારી પૂજા
સુદ ૧૪ મ ગળવાર શ્રીમોહનીય કર્મની અષ્ટપ્રકારી પૂજા
સુદ ૧૫ બુધવાર શ્રીસાકલચંદજી કૃત ૧૭ ભેદી પૂજા
,, વદ ૧ ગુરુવારે શ્રીનવગ્રહ તથા દશદિક્પાલ પૂજન તથા રથયાત્રાનો વરઘોડો
,, વ ૨ શુક્રવાર શ્રીઅષ્ટોત્તરી સ્નાત્ર અને સ્વામી વાત્સલ્ય

આ ઉદ્યાપનમહોત્સવ માટે શેઠ જીવરાજ રતનશી કચ્છવાલાના વિશાળ વ ડામા આઠ હજાર ફુટનો વિશાળ મંડપ બાધવામા આવ્યો હતો મ ડપને ધ્વજ પતાકા તથા ઇલેકટ્રિક રોશનીથી શણુગારવામા આવ્યો હતો સોના રૂપાની જરીથી ભરેલા ઉંચી કિંમતના, છ લેશ્યા છ દર્શનનુ સ્પષ્ટીકરણુ કરતા પાચ આધળા અને એક દેખતો જેઓ હાથીનુ નિરૂપણુ કઈ રીતે કરે છે તેનો દેખાવ, તીર્થ કરના આઠ મહાપ્રાતિહાર્ય દર્શાવતુ દશ્ય,

જંબૂવૃક્ષ કાપતા છ વિવિધ લેશ્યાવાળા પુરૂષોનુ દશ્ય, સંસારની લોલુપતા દર્શાવતુ મધુબિંદુનુ દશ્ય, ગાધારી દેવી, લક્ષ્મીદેવી, સરસ્વતીદેવી, જીવો જીવસ્ય જીવનં બના‐વનારૂ દશ્ય, બધી દેવીઓનુ દશ્ય કમઠ તાપસ અને ધરણેન્દ્રનુ પાર્શ્વપ્રભુના ઉપસર્ગ અને રક્ષણુ દેખાડતુ દશ્ય, કમઠ તાપસની ધુણીના કાષ્ઠમાથી બળતા નાગને કાઢી બતાવી તેને નવકારમંત્ર સભળાવી ધરણેન્દ્રદેવ બનાવ્યાનુ દશ્ય, શ્રીપાલ મહારાજાના જીવનચરિત્રનું દશ્ય, ભવિતવ્યતા અને દુર્ધ્યાનના ફલ દર્શાવતુ દશ્ય, આમા બે કબુતર લડે છે, તે કબુતર ઉપર રહેલ બાજ પક્ષી કબુતરોને મારવા આવે છે, નીચે રહેલ માણુસે પણ કબુતરોને મારવા બાણુ તાકયુ છે, દરમ્યાન તે માણુસને સર્પ ડખે છે હાથમાથી બાણુ છટકી જાય છે કબુતરથી દૂર ખસી જઈ બાણુ પેલા બાજને લાગે છે પારધી ને બાજના પ્રાણુ જાય છે દુર્ધ્યાન પોતાનુંજ અહિત કરે છે ખાડો ખોદે તેજ પડે

આ મધુબિંદુનું દષ્ટાંત એવુ છે કે એક મનુષ્ય જગલમાં ભટકે છે, ત્યાં પાછળથી એક હાથી તેની પછવાડે પડે

છે બીકને લીધે બચવા માટે એક વડની બે વડવાઇઓ પેં ડી લે છે આ વડવાઇને એક કાળો ઉંદર અને એક ધોળો ઉંદર એમ ગત્રિદિવસ કાતર્યાજ કરે છે નીચે એક કુવો છે તેમા ત્રણ નાગ એક નાગણી અને એક મહાન્ અજગર મુખ ફાડીને પડેલાં છે ઉપર એક મધ પુડો છે હાથી વડને જોરથી ઝીંકે છે જેથી મધમાખી ઉડે છે અને પેલા માણસને આખે શરીરે ડસે છે તે મધપુડામાથી એક એક મધનું બિંદુ પડે છે તે પેલો ભાઇ બધી વિટબનાઓ ભૂલી જઇ સુખેથી આ સ્વાદ લે છે તેવામાં એક દૈવીપુરુષ આકાશમાંથી આવે છે અને તેને આ દુઃખોમાથી બચાવવા ઘણુ ઘણુ સમ જાવે છે પરંતુ ભાઇ મધુબિંદુના આસ્વાદનો મોહ છોડી શકતા નથી આ દૃષ્ટાંત આપણુ સૌને બરાબર લાગુ પડે તેવુ છે ઉપનય –જુઓ–જગલ તે ભવાટવી સમજવી, હાથી તે કાળ સમજવો, વડવાઇ તે આયુષ્ય તેને કાત રનાર કાળો ઉંદર તે રાત્રિ અને ધોળો ઉંદર તે દિવસ સમજવો મધપુડાની માખીઓ તે સસારની આધિ વ્યાધિ અને ઉપાધિઓ સમજવી કુવામાં ત્રણ નાગ છે તે ક્રોધ,

માન તથા લોભરૂપી નાગો અને માયા તે નાગણી મમ જેવી મહાન્ અજગર તે મોહ સમજવો મધુબિંદુ તે સંસારના વિષયસુખની લાલસા સમજવી દેવી પુરુષ તે નિસ્પૃહી નિર્ગ્રંથ ગુરુદેવ સમજવા, જેમનો સ્વભાવજ પ્રાણિમાત્રના નિષ્કારણ બંધુ થવાનો છે આટલી આટલી વિટંબણાઓ છતા પેલા માણસને કેવળ મધુબિંદુની લાલસા એટલે કે સંસારની મોહિનીમાંથી છૂટા થવુ ગમતુ નથી પરિણામ શુ આવશે તે દેખીતુંજ છે, તો હે ભવ્યો ! કોઇપણ સદ્ગુરુને સમ્યક્ પ્રકારે આરાધી આત્માનું કલ્યાણ કરો અને જો આ જિંદગીમા તેમ નહિ બન્યુ તો યાદ રાખજો કે આગળ વાટ વસમી છે ગયો વખત ફરીને આવવાનો નથી, માટે સજ્જનોએ ટૂંકામા ઘણુ સમજી લેવા જેવુ છે પછી તો જેવી ભવિતવ્યતા !

આઠ મહાપ્રાતિહાર્યની સમજ —જ્યાં તીર્થંકરદેવ વિચરતા હોય ત્યા દેવતાઓ નીચેના આઠ મહાપ્રાતિહાર્યની રચના જરૂર કરે છે ૧ અશોકવૃક્ષ, ૨ જાનુપ્રમાણ પુષ્પોની વૃષ્ટિ ૩ દિવ્યધ્વનિ ૪ ચામર વિંજવા ૫ સિંહાસન ૬ ભામંડલ ૭ આકાશમાં દુંદુભી વાગવી-

ત્રપીની રચના આ તો મહાપ્રાતિહાર્યની વાત થઇ આ ઉપરાત નાના નાના અતિશયો તો દેવતાઓ કે જેની સંખ્યા ક્રોટાક્રોટીની હોય છે તેઓ કરતાજ હોય છે

જંબુવૃક્ષ અને ૭ લેસ્યાનુ દષ્ટાત—લેસ્યા એટલે ભાવના અહિં એક જંબુનુ વૃક્ષ છે તેમાથી જંબૂ ખાવાની ૭ જુદી જુદી ભાવનાવાળા મનુષ્યોને ઇચ્છા થાય છે ૭ લેસ્યાના નામો કૃષ્ણલેસ્યા, નીલલેસ્યા કાપોતલેસ્યા તેજોલેસ્યા પદ્મલેસ્યા, અને શુકલલેસ્યા, પહેલી ત્રણ લેસ્યા ઓ અશુભ છે છેલ્લી ત્રણ શુભ લેસ્યાઓ છે ક્રમ એવો છે કે પહેલી તદ્દન ખરાબ બીજી ઓછી ખરાબ ત્રીજી એથી ઓછી ખરાબ ચોથી સારી પાચમી વધારે સારી અને છઠ્ઠી સર્વોત્તમ છે

હવે કૃષ્ણલેસ્યાવાળો કાળમુખો જંબૂ ખાવા માટે આખુ ઝાડ કાપવા માડે છે નીલલેસ્યાવાળો મોટી ડાળ આખી કાપીને જંબૂ ખાવા ઇચ્છે છે કાપોત લેસ્યાવાળો નાની ડાળ કાપીને જાબૂ ખાવા વિચાર કરે છે જ્યારે તેજોલેસ્યાવાળો જાબૂનો લુમખોજ તોડીને ખાવા મન કરે છે પદ્મલેસ્યાવાળો આખો લુમખો નહિ

તોડતા લુમખામાથી ખાવા હોય તેટલાજ તોડીને ખાવા વિચાર કરે છે જ્યારે છઠ્ઠો શુકલલેસ્યાવાળો જીવ ઝાડને ઇજા નહિં કરતા કેવળ જે પાકા જાબૂ નીચે પડેલા છે તેજ વીણીને પોતાની ઇચ્છા તૃપ્ત કરે છે આવીજ ભાવનાવાળા અનેક જીવો આ સસારમા પડ્યા છે કોઇ પેટને ખાતર ગામ બાળવાવાળા કૃષ્ણલેસ્યાવાળા જીવો પણ પડ્યા છે અને કોઇ સાધુ સત જેવા શુકલલેસ્યા-વાળા જીવો કે જેઓ સર્વથા પ્રકારે પ્રાણાતિપાતવિરમણ વ્રત જિંદગી લગીનુ સ્વીકારી કોઇપણ જીવને મન વચન કાયાથી પીડતા નથી એટલુજ નહિ પરતુ દુભવતા પણ નથી અને સર્વ જીવો પ્રત્યે સદાય મૈત્રિભાવના ધારણ કરી પોતાને મળેલો દુર્લભ અને કિંમતી મનુષ્યભવ સફલ કરી ઉર્ધ્વગતિગામી થાય છે શાસ્ત્રકારો પોકારી પોકારીને કહેતા આવ્યા છે કે હે ભવ્યો! યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતિ તાદૃશી ॥ જેવી જેની ભાવના તેવી તેની સિદ્ધિ અર્થાત્ દુર્ભાવનાથી જીવો નારકી તિર્યચના દુખો ઉપાર્જન કરી રહ્યા છે અને સદ્‌ભાવનાથી મનુષ્ય અને દેવતાના સુખો ઉપાર્જન કરી શકાય છે

આ છએ ભાવનામાંથી કઇ પોતાને માટે પમ઼ કરવી તે તેની પોતાની ઇચ્છાની વાત છે પમ દરેકે કરવામાં સૌ કોઇ સ્વતત્રજ છે

પાચ આંધળા અને એક દેખતો હાથીનુ નિરીક્ષણ કરી રહ્યા છે તેનુ દ્દષ્ટાત કુને છ માણસો એ છ દર્શનની ભાવના સૂચવે છે પાચ આંધળાઓએ હાથીના જુદા જુદા અગોને પકડયા છે એકે પુછડુ પકડયુ છે તેને હાથી સાવરણી જેવો લાગે છે બીજાએ પગ પકડયો છે તેને હાથી થાભના જેવો ભાસે છે ત્રીજાએ હાથીનો કાન પકડયો છે તેને હાથી સૂપડા જેવો જણાય છે ચોથાએ સુંઢ પકડી છે તેને હાથી સાબેના જેવો લાગે છે અને પાચમાએ પેટની તપાસ કરતાં તેને હાથી કોઠી જેવો જણાય છે આ પાંચે આંધળા પોતાની દષ્ટિથી જોતા તદ્દન સાચા છે, પરતુ એકદર નિરીક્ષણ કરતા હાથી નથી તો સાવરણી જેવો કે સૂપડાં જેવો કે સાબેલા જેવો કે કોઠી જેવો, ત્યારે હાથી છ કેવો ? તો કહેવુજ પડશે કે જેવુ દેખતો જુવે છે તેવો, આ પાચે આંધળા હોવાથી તેને એકાંતવાદી કહીશકાય ત્યારે છઠ્ઠો દેખતો

હોવાથી તે અનેકાતવાદી કહી શકાય છે અનેકાતવા" એટલે સ્યાદ્વાદ અમુક અપેક્ષાએ તેવો ખરો પરતુ સર્વથા તેવો નહિ જ્યારે અનેકાતવાદી સર્વદષ્ટિથી નિહાળીને વસ્તુનું યથાર્થ સ્વરૂપ નિરૂપણુ કરી શકે છે જે માણુસ એકનો કાકો થતો હોય તેજ માણુસ તેના કાકાનો ભત્રિજો પણ થતો હોય છે તેમજ કોઇનો બાપ, કોઇનો મામો વિગેરે માણુસ તેનો તેજ પરતુ અપેક્ષા દષ્ટિના ભેદથી એકજ પદાર્થમા અનેકનુ આરોપણુ કરી શકાય છે એકજ ઘર અપેક્ષાએ બધી દિશાઓમા હોઇ શકે છે જૈનદર્શન એ સર્વદષ્ટિવાળુ અનેકાતવાદને માનનારૂ દર્શન છે હાથી એ ધર્મસ્વરૂપી છે પાચે આધળા એ પાચે દર્શનના સ્થાને લેવાના છે તે સાખ્ય, બૌદ્ધ, વશેષિક, મીમાસક અને ન્યાય લેવાના છે, ધર્મ સ્વરૂપ હાથીનુ નિરીક્ષણુ કરવાનુ છે, છઠ્ઠો દેખતો છે, તે જૈનદર્શનના સ્થાને લેવાનો છે, કે જે વસ્તુને વસ્તુ ગતે જાણી શકે છે અપેક્ષાએ પાચે સાચા છે પરતુ સર્વથા પ્રકારે નહિ. સર્વથા પ્રકારે તો કેવલ જૈનદર્શનજ જોઇ શકે છે જૈનદર્શન એટલે શ્રીવીતરાગ પ માત્મ

દર્શન શ્રીકેવલજ્ઞાન અને કેવલદર્શનધારી મહાત્માઓનું દર્શન એ સર્વથા પ્રકારે જોઇ-જાણી શકે એ તદ્દન દેખીતુંજ છે બીજાઓ અમુક અપેક્ષાએ પણ સાચા છે તેથીજ આનંદઘનજી કહી ગયા છે કે 'ષડ્ દર્શન જિન અંગ ભણિ જે'' ટૂંકામાં સમ્યગ્દષ્ટિ જીવોજ વસ્તુને વસ્તુગતે જોઇ-જાણી શકે છે મિથ્યાદષ્ટિ જીવો બિચારા વસ્તુને યથાર્થ સ્વરૂપે જોઇ પણ શકતા નથી તો જાણી તો ક્યાંથીજ શકે ? જીવો જીવસ્ય જીવનં દર્શાવતું સંસારનું દશ્ય નદીના કાંઠે એક પતંગીઆને દેડકો ખાવા ધાય છે દેડકાને સર્પ પકડવા જાય છે સર્પને મોર પકડવા દોડે છે, મોરને પારધી બાણ મારી રહ્યો છે પારધીને વાઘ ખાવા તલપી રહ્યો છે આ ઉપરથી એક જીવને મારી નાખી નિશ્ચિંત થઇ ફરનારે આમાથી ઘણું ઘણું સમજવાનું છે જે પ્રાણીનો તું કાળ બને છે અને સંહાર કરી મલમલ છે તે તું જ બીજાનો થોડા સમયમાં કાળનો ભક્ષ્ય થવાનો છે એનો વિચાર કર આ પ્રમાણે જગતમાં જે જે પ્રાણીઓ મારનારા છે તે બધા તત્ત્વદષ્ટિએ મરનારાજ છે જેઓ જગતના પ્રાણિમાત્રને અભયદાન દેવાવાળા

છે તેઓજ સદા નિર્ભય રહી શકે છે પંચમહાવ્રતધારી સાધુ મુનિરાજજ સર્વથા પ્રકારે જીવોને અભયદાન આપી શકે છે અને તેથીજ તેઓ સદા નિર્ભય રહી શકે છે જે મારે છે તે અંતે મરે છે અને જે જીવિતદાન દે છે તેજ અંતે જીવે છે આવા મુનિરાજોજ હમેશને માટે મરણુને જીતીને અનંતકાળ સુધી અમરપણ્ને પ્રાપ્ત કરી શકે છે કહ્યુ છે કે न हिंस्यात् कोऽपि मूतानि। કોઇને પણ પ્રાણિવધ કરવાનો હક નથી જે પ્રાણીને ઉત્પન્ન કરી શકતો નથી તેને અન્ય પ્રાણુને મારી નાખવાનો હક હોઇજ કેમ શકે ? પ્રાણિમાત્રનુ રક્ષણ કરવાનો હક સૌ કોઇને છે મારી નાખવાનો હક કોઇને પણ સભવીજ શકતો નથી

પાર્શ્વકુમાર તથા કમઠતાપસનું દૃશ્ય —પ્રભુ ગર્ભમા આવે ત્યારથીજ ત્રણ જ્ઞાન સાથે હોય છે, ચોથુ મન પર્યવ જ્ઞાન દીક્ષા લે, તે વખતે થાય છે અને પછી ઘાતિકર્મોનો સર્વથા ક્ષય થતાજ પાચમુ કેવલજ્ઞાન પ્રગટ થાય છે. આવો તીર્થંકરમહારાજોને માટેનો અનતકાળથી ચાલ્યો આવતો કુદરતી નિયમ છે પાર્શ્વપ્રભુ ૨૩મા તીર્થંકર થઇ ગયા છે તેઓશ્રી કુમારાવસ્થામાં ૨

શેઠ વાડીલાલ વનમાળીદાસ, શેઠ પ્રેમચંદ હઠીસંગભાઇ, શેઠ પુલચંદભાઇ કાલિદાસ, શેઠ જીવંશુલાલ અમૃતભાઇ, શેઠ નાથાલાલ હરગોવનદાસ, શેઠ નાનુભાઇ નગીનચંદ ઝવેરી, શેઠ ભીખાભાઇ હાથીભાઇ વિગેરે મુંબઇ, સુરત, અમદાવાદ, મ્હેસાણા, બુહારી, પાલીતાણા, વઢવાણ, કડી, કચ્છ, રાજકોટ, ભાણવડ, પ્રોલ વિગેરે અનેક શહેરો તથા ગામોના સુપ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો સભામાં હાજર હતા શ્રીપાલીતાણા તથા શિહોરથી પૂજા ભણાવનાર ટોળીઓ ખાસ આવેલ હતી

શ્રી દે વિ સમાજના અધિવેશનનુ પ્રમુખસ્થાન રાજનગરનિવાસી ધર્મવત્સલ શ્રેષ્ઠી શ્રીપનાલાલ ઉમાભાઇ હઠીસંગને આપવામા આવ્યુ હતુ તેઓશ્રી પ્રસિદ્ધ શાસનપ્રભાવક, દાનવીર શેઠ હઠીસંગ કેસરીસંગના સુવરાજ છે, ધર્મશ્રદ્ધાળુ છે, ક્રિયારૂચિવાન યુવક છે, શ્રીભોયણીજી તથા શ્રીશંખેશ્વરજી તીર્થોના વહીવટદાર છે, જ્ઞાનભંડારના રક્ષક છે, પાંજરાપોળના અધ્યક્ષ છે, અનેક રીતે શાસનના સાચા સેવક છે ગૃહસ્થધર્મનુ ઓપણી જૈન કોમમાં યથાર્થ પાલન થાય, ન્યાય અને

ભાષણ વાંચી સભળાવ્યુ હતુ અને પછી પ્રમુખશ્રીએ પોતાનુ વકતવ્ય વાંચી સભળાવ્યુ હતુ બાદ બન્ને પ્રમુખોને પુષ્પના હારતોરા પહેરાવવામા આવ્યા હતા પછી શ્રીશાસનદેવની જય બોલાવી પહેલી બેઠક ખતમ થઇ હતી બીજે દિવસે એટલે ૧૪ ચૌદશના રોજ બધા ભાઇઓએ પૌષધ લીધેલ હતો અને પ્રભુ દર્શન ગુરુવદન તથા દેવવદનની ક્રિયાએ થઇ રહ્યા બાદ ૨ થી ૪ વાગ્યા સુધી સાગરાનદસૂરીશ્વરજી સાથે પ્રશ્નોત્તરી ચાલી હતી, જેમાં અનેક પ્રશ્નોના જવાબો સૂરીશ્વરજી શાસ્ત્રાનુસાર આપી લોકોને ઘણોજ સંતોષ આપતા હતા સૌ કોઇ પોતાની શકા પૂછીને શાસ્ત્રીય સમાધાન મેળવી શકતા હતા પ્રશ્નોત્તરીમા રસ ઠીક જામ્યો હતો બાદ પ્રતિક્રમણ કરી પૌષધ પારીને રાત્રે વિષયવિચારિણી સમિતિની બેઠકમાં હાજરી આપવા પ્રમુખશ્રીને ઉતારે ભાઇઓ પધાર્યા હતા, જ્યાં ત્રીજા દિવસની બેઠક માટે પસાર કરવામાં આવનાર ઠરાવો ઘડી કાઢવામાં આવ્યા હતા ત્રીજે દિવસે સવારના ભાગમા વ્યાખ્યાન તથા પ્રશ્નોત્તરી રાખવામા આવ્યા હતાં અને બપોરની બેઠકમાં

અધિવેશનના ઠરાવો જાહેર કરવાનું રાખવામાં આવ્યું હતુ, જે ઠરાવો બધા સર્વાનુમતે પસાર થયા હતા બાદ પ્રમુખશ્રીને તથા સ્વાગત પ્રમુખસાહેબને હારતોરા અર્પ વામાં આવ્યા હતા અને શાસનદેવની જય સાથે અધિ વેશનની ત્રીજા દિવસની બેઠક સમાપ્ત થયેલી જાહેર કરવામા આવી હતી

તા ૨૦-૩-૩૫ના રોજ અધિવેશનની પૂર્ણાહુતિનો દિવસ હતો બપોરના ત્રણુ વાગતાનો સમય સભા માટે નિયત કરવામાં આવેલ હતો તેઃ નામદાર મહારાજા જામ સાહે બશ્રી દિગ્વિજયસિંહજીને આજની સભા સમક્ષ માનપત્ર એના યત કરવાનું હોવાથી તેઓ સાહેબ સભામાં પધારવાના હતા

પ્રજાપાલક, ધર્મવત્સલ નામદાર મહારાજા જામ સાહેબની પધરામણીના સમાચાર શહેરમાં ફેલાતાં પ્રજા હર્ષઘેલી બની હતી સભાનો વખત ત્રણુ વાગતાનો હોવા છતાંય સૌ કોઇ અગાઉથીજ પોતાની જગ્યા નિયત કરવા લાગ્યું હતું

બરાબર ત્રણુ વાગતાંજ મહારાજા આવી પહોંચ્યા હતા સુગતની શ્રીજૈન

બેન્ડે સુમધુર અવાજે અને સાથે સાથે આખીએ સભાએ ઉભા થઈને "વ'દે વીરમ્ , ના જયનાદોથી તેઓશ્રીને આવકાર આપ્યો હતો. નામદાર મહારાજા સાહેબ સુ૬ કોચ પર બિરાજ્યા હતા જ્યારે મે૦ દીવાન સાહેબ વિગેરે હોદ્દેદારોએ આજુબાજુ ગોઠવવામાં આવેલી ખુરશીઓમાં પોતાનું સ્થાન લીધું હતું શેઠ શ્રીપોપટલાલભાઈ તરફથી ફળ ફૂલ મેવા મીઠાઈ તેમજ સારી રોકડ રકમનું બોટલું નામદાર મહારાજા સાહેબને અર્પણ કરવામાં આવ્યું હતું તેમજ અમદાવાદ મુબઈ સુરત, રાજકોટ ગોધરા પાલીતાણા શિહોર વઢવાણ વિગેરે શહેરો અને ગામોના અધિવેશનમાં ભાગ લેવા પધારેલ ગૃહસ્થોએ પણ નામદાર મહારાજા સાહેબને ચરણે ભેટ ધરી હતી

૬ ઠ્ઠા અધિવેશનના ઠરાવો નીચે મુજબ હતા —

મહારાજા જામ સાહેબે દરેક જાતની સગવડ આપેલી તેને માટે આભાર માનવામાં આવ્યો હતો. ખડે પગે સેવા કરનાર જૈન બન્ધુઓનો આભાર માનવામાં આવ્યો હતો. શ્રી ઓશવાલ જૈન વોલન્ટીયર કોર સુરત જૈન બેન્ડ શ્રી જૈનવિદ્યાર્થીભવનના વિદ્યાર્થીઓ વિગેરેનો

આભાર, આલીશાન વંડો વાપરવા આપવા માટે શેઠ ચાંપશીભાઈ કુંવરજીભાઈનો આભાર, સમ્યક્ત્વ અને બાર વ્રત ઉપર ઇનામી નિબંધ લખી મોકલનારને પહેલું ઇનામ રૂા ૨૫૦) આપવા બાબત (આ નિબંધ મેટ્રીક માં પાસ થયેલા અને તે ઉપ નો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ લખી શકશે) ધર્મ વિરોધક વડોદરાના કાયદાની સામે અનેક વિરોધ જાહેર થયા છતાં તે કાયદો હજુ રદ થઇ શક્યો નથી, મુનિ સમ્મેલને જાહેર કર્યા મુજબ આ સમાજ પણ તે ઠરાવને રદ કરવા માટે વિનંતિ કરે છે શ્રીમંત ગાયકવાડ મહારાજને આ કાળો કાયદાની પોથીમાંથી રદ કરવા વહેલામાં વહેલી તક લેવા નમ્ર વિનંતિ છે વ્યાવહારિક સાથે ધાર્મિક જ્ઞાન આપવાની આવશ્યકતાનો ઠરાવ, શ્રીકેશરિયાજી ધર્મોત્તેજક સમાજના ચતુર્થ અધિવેશનના માનનીય પ્રમુખ શ્રી ઓનરેબલ રાજા બહાદુર વિજયસિંહજી દુધેરિયા તથા તેજ અધિવેશનના સ્વાગતાધ્યક્ષ શેઠ શ્રી અમરચંદ કલ્યાણચંદનો અવસાન માટે આ અધિવેશન દિલગીરી જાહેર કરે છે આ ઠરાવ પ્રમુખસ્થાનેથી મુકવામાં આવ્યો હતો જેને

ઉત્સા થઇ દિલગીરી સાથે પસાર કર્યો હતો અધિવેશનને પોતાને આંગણે આમ ત્રણુ આપનાર શેઠ પોપટલાલભાઇનો આભાર છઠ્ઠા અધિવેશનનુ કામકાજ સતોષકારક રીતે બજાવવા માટે પ્રમુખ શ્રી પન્નાલાલભાઇનો આભાર, તથા આચાર્યદેવ **શ્રીસાગરાનદસૂરીજીએ** અત્રે પધારી તથા જે શકાનાં સમાધાન કર્યાં છે તેને માટે આભાર દર્શન આ બધા ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા બાદ શ્રી જૈન વે કોરને રૂા ૫૧) તથા શ્રી ઓશવાલ જૈન વે કોરને રૂા ૫૧) તથા શ્રી જૈનવિદ્યાર્થિ-ભુવનના વિદ્યાર્થીઓને રૂા ૫૧) પ્રમુખ સાહેબ તરફથી ભેટ આપવામા આવ્યા હતા, જેને માટે આભાર દર્શાવવામાં આવ્યો હતો ફાગણ વદિ ૧ના રોજ જલજાત્રાનો જંગી વરઘોડો મડપના વડેથી ચઢાવવામાં આવ્યો હતો આ વરઘોડામાં અહિના શ્રી ઓશવાલ જ્ઞાતિમાં એક્સપ થઇ જવાથી તમામ બધુઓએ સપૂર્ણ ખુશાલીની સાથે ભાગ લીધો હતો, જેથી વરઘોડાની શોભા અપૂર્વ અને અવર્ણનીય બની હતી આવા શુભ પ્રસગે આજ જ્ઞાતિના બાઇઓ સલાહસપ કરી સાથે મળે ત્યારે આનદ કેમ

ન થાય કે વરઘોડામાં માણસોને પીવા માટે ઠેર ઠેર પાણીની સગવડ રાખવામાં આવી હતી. સ્ટેટે પણ બધો રીયાસતી સામાન વરઘોડા માટે ઠીક આપ્યો હતો, એટલે વરઘોડાનો ઠાઠ કોઈ અપૂર્વજ હતો. વરઘોડો મંડપમાં પહોંચતા શ્રીસંઘની પ્રભાવના કરવામાં આવી હતી, બાદ સ્વામિવાત્સલ્યના ભોજનમાં ભાગ લેવા સર્વે પધાર્યા હતા. રાત્રે મંડપમાં એક જંગી સભા મળી હતી, જેમાં શ્રી દે. દિ. ધર્મારાધક સમાજના ૬ઠ્ઠા અધિવેશનના માનનીય પ્રમુખ શ્રીએ અધિવેશનના અધ્યક્ષસ્થાને બિરાજી તેને સંપૂર્ણ સફળતાથી પાર ઉતાર્યું તે માટે તેમનો ઉપકાર માની તેમને જામનગરની ધિ યંગમેન્સ જૈન સોસાયટી તરફથી તેના પ્રમુખ શેઠ પોપટલાલ ધારશીભાઈના હાથે મુબારક માનપત્ર આપવામાં આવ્યું હતુ

શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઈને અપાએલાં

માનપત્રો —

બાહ્ય મુગટમાં શ્રી સિદ્ધચક્ર

અમિતિને તન મન ધનના ભેટ

શેઠ પોપટલાલભાઇના પુણ્ય પ્રસંગોની યાદમાં એ સમિતિ તરફથી તથા શ્રી ઓશવાલ જૈન વેલટીયર કોર તરફથી તથા શ્રી મોહન જૈન મંડળી તરફથી તથા શ્રિ યંગ મેન્સ જૈન સોસાયટી તરફથી શ્રાદ્ધરત્ન શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઇને આવા મહાન્ ઉદ્યાપન મહોત્સવ, આત્મવિકાસ ઉત્સવ તથા શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજના અધિવેશનને પોતાને આંગણે નોતરી અનેક શ્રાદ્ધરત્નોના સમાગમનો અપૂર્વ લાભ અને તેમની યત્ કિંચિત્ સેવાનો અલભ્ય લાભ આપવા માટે અભિનંદન પત્રો આપવામાં આવ્યા હતાં આ પ્રસંગે શેઠ પોપટલાલ ધારસીભાઇનું યત્ કિંચિત્ જીવનચરિત્ર સોસાયટીના એ સેક્રેટરી વોરા વેલજી લાલજીએ વાંચી સંભળાવ્યું હતું તથા શ્રીયુત અમૃતલાલભાઇ તથા બાપાલાલ ચુનીલાલે અધિવેશનના પ્રમુખ તથા સ્વાગત્ સમિતિના પ્રમુખને જૈન કોમના ચળકતા હીરાની ઉપમા આપી હતી તથા તેમના સદ્ગુણોનું સારૂં વર્ણન કર્યું હતું બાદ ગોઠી રાત્રે શાસનદેવની જય બોલાવી, ત્રણ વાર વદેવીર બોલાવી, તથા સર્વમંગલ માંગલ્યનો

પુણ્યશ્લોક બધા ઉભા થઈને બોલ્યા બાદ સભા બર ખાસ્ત કરવામાં આવી હતી આ શુભ પ્રસંગે શેઠ સાહેબ તરફથી શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિને રૂા ૫૦૧), શ્રી સોસાયટીને ૨૫૦), શ્રી મોહનમંડલીને ૧૦૧), શ્રી ઓશવાલ જૈન વોલન્ટીયર કોરને ૧૦૧ તથા શ્રી સુરત જૈન વોલન્ટીયર કોરના બેન્ડને રૂા ૧૦૧ ભેટ આપવાનું ઝુહારીવાલા ઝવેરભાઈ શેઠદ્વારા જાહેર કરવામાં આવ્યુ હતુ, જેને સભાએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધુ હતું

આ શુભ પ્રસંગને અંગે નેક નામદાર મહારાજા જામ શ્રીદિગવિજયસિંહજી સાહેબ મહાદુરે તારીખ ૧૯-૩-૩૫ના રોજ શેઠ પોપટલાલ ધારમશીભાઈ તરફથી પર્સ આપવામાં આવી હતી શ્રીદેશવિરતિ ધર્મારાધક સમાજ તરફથી ગજ્યે અધિવેશનને દરેક પ્રકારની સગવડ આપવા માટે આભારદર્શક તથા દિગન્તવ્યાપી કીર્તિયુક્ત દીર્ઘાયુષ્ય ઇચ્છતુ ચાદીની કોતરકામવાળી આકર્ષક ફ્રેમમાં કોતરેલુ સુંદર માનપત્ર પ્રમુખશ્રીને હાથે આપવામાં આવ્યુ હતું તથા તેવુ જ બીજુ મહાદુ હાથે શેઠ પોપટલાલભાઈને આપવામાં

આ પ્રસંગે મહારાજા સાહેબે નીચે મુજબ ઉદ્‌ગારો કાઢ્યા હતા

મારાં વહાલાં બાળકો ! (આમાં ભાઇઓ તથા બહેનો આવી જાય છે) મારા દીકરાને અમદાવાદના અને બીજાઓએ (ખોટું હોય તો કહેજો) (તાળીઓ) જે માનપત્ર આપ્યું છે તેને માટે તે લાયક છે મને પણ માનપત્ર તેને લીધે મળેલ છે માટે આ માનપત્ર હું મારે માટે નહિ માનતાં તેમનેજ આપ્યું છે એમ માનું છું એવા અનેક પ્રજાજન પાકો કે જેને લઇને મને માનપત્ર મળે (પોપટભાઇ સામે હાથ બતાવીને) આવા અનેક પાકો એમ ઇચ્છું છું

અમારો ધર્મ એટલે શું ? અમારૂં ને તમારૂં કંઇ નોખું છે ? જે વસ્તી સામે ઉભો છું તેનો ધર્મ તે મારો ધર્મ અમારો ધર્મ નહિ કહો પણ આપણો ધર્મ કહો નસીબદાર છીએ કે અમદાવાદ શહેરની લાખો માણસોની વસ્તી આપણે આંગણે આવી છે અને એ ખુશી થવા જેવું છે, અને અમોને નોતરૂં દેશો તો અમો પણ આવીશું (તાળીઓ) તાળીઓ પ્રમાણે તો આપે નોતરૂં આપ્યુંજ

માનું છું (તાળીઓ) રસ્તે જતાં મારી બચ્ચાંઓ કહે છે કે 'એ! બાપુની મોટર નીકળી" એ શબ્દોથી હું ખુશી થાઉં છું અને પ્રભુ બાપુ બનાવે એમ ઇચ્છું છું અમદાવાદમાં તમો જે બૈરાંઓને મુકી આવ્યા છો તે અમારા શહેરીઓને નકો ખાવા માટે હવેથી જ્યારે આવો ત્યારે જરૂર લઇ આવજો (તાળીઓ) નદર, રાજ્ય, માણસ જ્યારે સકસેસફુલ થાય છે ત્યારે કેટલીક વ્યકિતઓ દુશ્મનો ઉભા કરે છે પણ યાદ રાખજો કે બેડીબંદર હમેશનું રહેશે તમો બધા ભાઇઓનો ઉપકાર માની કહું છું કે અમો વરસોવરસ જામનગરને હુન્નર ઉદ્યોગથી બદલાવતા જઇશું માટે આપ વખતોવખત જરૂર પધારશો (તાળીઓ) બાદ બુહારીવાળા શેઠ ઝવેરભાઈ પન્નાજીએ જણાવ્યું – માનવતા શ્રીમત ગૃહસ્થો અને બહેનો, આજનો આ ઉજ્વલ પ્રસંગ આપણા મહારાજા સાહેબને શ્રીદેશવિરતિ ધર્મારાધક સમાજ તરફથી માનપત્ર આપવા માટે છે આપણા શેઠ પોપટલાલ ધારસીભાઇએ તે નિમિત્તે પધારેલા રાજવી પોતાની

ચાહે છે એવા રાજવી ઠેર ઠેર પાકે એમ ઇચ્છુ છુ (તાળીઓ) પ્રજાની આબાદી કેમ વધે ? કેમ સુખી થાય એવી એવી ઉચ્ચ ભાવનાથી અમો આનંદ પામીએ છીએ આપ અમારી જામનગરનીજ નહિ પરંતુ સમસ્ત જૈનપ્રજાને વાત્સલ્યભાવથી જોશો એવી મારી નમ્ર વિનંતિ છે (તાળીઓ) બાદ હારતોરા એનાયત થયા બાદ જૈનશાસનદેવની જય બોલાવી સભા વિસર્જન થઇ હતી આ પ્રસંગે મહારાજા સાહેબે કેટલાક અમદાવાદીઓ તથા બીજા શેઠીઆઓ સાથે પીછાન કરી હતી. શેઠ સાહેબ એક પછી એક દરેક શેઠને ઓળખાવતા હતા વળી તા ૨૨-૩-૩૫ના રોજ મહાન્ અષ્ટોત્તરી સ્નાત્ર પ્રસંગે પણ મહારાજા સાહેબ દિગ્વિજયસિંહજી સાહેબ બહાદુર પધાર્યા હતા અને ધાર્મિક ક્રિયા તથા તેની વિધિ જોઇ ખુશી થયા હતા શેઠ પોપટલાલભાઇ બન્ને પ્રસંગે સારી રકમ નજરાણામાં મૂકી પગે લાગ્યા હતા અને આ પ્રસંગે રૂપીઆ દશ હજારની રકમ સાર્વજનિક પરોપકારાર્થે પોતા તરફથી સાર્વજનિક ઇસ્પીતાલમા ભેટ આપવાનું જાહેર કર્યું હતું

અષ્ટોત્તરી સ્નાત્રની ક્રિયા પૂર્ણ થયે બધા સ્વામિવાત્સલ્યના ભોજનમાં ભાગ લેવા પધાર્યા હતા. આજનો દિવસ અષ્ટાહ્નિકા મહોત્સવનો છેલ્લો દિવસ હોઇને લોકોની મેદની ઘણીજ વધી પડી હતી અને છેક મોડી રાત સુધી લોકોની ગીરદી એવીજ ચાલુ રહી હતી આ પ્રમાણે આઠે દિવસો નિર્વિઘ્ને પૂરા થવાથી તેની ખુશાલીમા શ્રા વદ ૠના રોજ પણ ઉદ્યાપનમંડપ કાયમ રાખી બપોરના પૂજા, રાત્રે ભાવના વિગેરે નિયમ મુજબ કાયમ રાખી લોકોને દર્શનનો અપૂર્વ લાભ આપવામાં આવ્યો હતો ખરેખર! ઉદ્યાપનમંડપનું દશ્ય જોનારને તાજુબજ કરી નાખે તેવું હતું શોભામા વૃદ્ધિ કરવા માટે સિદ્ધગિરિનુ ચિત્રપટ, શ્રીપાલ મહારાજાનુ ચિત્રપટ, તેના પૂર્વ ભવોના ચિત્રપટો વિગેરે પટોથી લોકોને જાણવાનુ પણ ઠીક મળતુ હતુ આ ઉદ્યાપનને અંગે લોકોને ધર્મ ભાવનાની અનુમોદના કરવાનું ઠીક બન્યુ છે એમ અમારૂ માનવુ છે આ ઉદ્યાપનને અંગે ખર્ચ લગભગ અધ લાખનું થયુ હશે એમ અમો માનીએ છીએ—આને અંગે શાસનોદ્યોત પણ ઠીક થયો છે

માનીએ છીએ આવા ધાર્મિક પ્રસંગોના ઉત્તમ લાભો શેઠ પોપટલાલભાઈ ખુબ ઉઠાવે એમ અમો અંત:કરણથી ઇચ્છીએ છીએ

ટુંકમાં ખરૂં કહીએ તો આ સ્વર્ગીય દૃશ્ય કલમમાં યથા સ્થિત ઉતરી શકે તેવું નહિ હતું. કયાં એ ભવ્ય શાસનોદ્યોતક મહાન્ ઉદ્યાપનમહોત્સવ અને કયાં અમારી લઘુ લેખિની ! ઉદ્યાપન નજરે જોનારાઓ જરૂર આ વાતનો સ્વીકાર કર્યા વિના નહિજ રહે એવી અમારી ખાત્રી છે

આ ઉદ્યાપનમહોત્સવને અંગે દરેક દહેરાસરજીમાં આંગીની રચના કરાવવામાં આવી હતી તથા પ્રસંગે પ્રસંગે ઘીના ચડાવાની બોલી બોલીને દહેરાસરજીની ઉપજમાં સારી રકમનો વધારો કરવામાં આવ્યો હતો ઉપરાંત શ્રી જીવદયાના ખરડામાં પણ સારી રકમ ભરાઇ હતી એકંદર રીતે જોતા આ ઉદ્યાપનમહોત્સવ યાને ધર્મના ઉપકરણોનું એક જંગી પ્રદર્શન, આત્મવિકાસ ઉત્સવ, તથા શ્રીદેશવિરતિ ધર્મારાધક સમાજનું દ્વિતીય અધિવેશન જામનગરના ઇતિહાસમાં સદાને માટે સુવર્ણાક્ષરે લખાએલુંજ રહેશે સમસ્ત જૈન કોમ માટે આ

એક ખરેખર ધર્માભિમાન લેવા જેવો વિષય ગણી શકાય.

મહારાજા જામ શ્રીદિગ્વિજયસિંહજી સાહેબ બહાદુરની આ શુભ પ્રસંગે બે બે વાર હાજરી આપવી અને હ્રદયથી આવા ધાર્મિક કાર્યની પ્રશંસાના ઉદ્ગાર જાહેર કરવા એને અમો આ મહાન્ ઉદ્યાપનમહોત્સવની ફત્તેહના અનેક કારણોમાંનું એક મુખ્ય કારણ સમજી આ તકે અમો અમારા અંતઃકરણથી ખુશાલી પ્રદર્શિત કરીએ છીએ

---

## આહોરા કમળશીભાઈની કાર્યકુશળતા અને રાધનપુરનિવાસી શ્રીયુત શેઠ કમળશીભાઈ ગુલાબચંદ સબંધી

## બે બોલ

આ ઉદ્યાપનનો ભવ્ય મંડપ કોઈ પણ નહોતું કલ્પી શકતું કે ૧૦-૧૫ દિવસમાં આટલો બધો આકર્ષક બનવા પામશે સૌ કોઈને મનમાં સંશય રહ્યા કરતો હતો પરંતુ જ્યાં શાસનની ઉન્નતિજ થવાની હોય ત્યાં શાસન દેવ સર્વ રીતે સહાય કરે છે જે બાબત આપણને શંકાસ્પદ જણાતી હતી તે બાબત દઢ મનોબળપૂર્વક રાધનપુરનિવાસી શેઠ કમળશીભાઈએ હાથમાં લીધી રાત્રિ દિવસ અથાક મહેનત બુદ્ધિ ચાતુર્ય અને બાહોશી વાપરી કાર્ય આગળ ધપાવે રાખ્યું શેઠ ચત્રભુજ માણેકચંદ, મોહનલાલ ભગવાનજી પારેખ શેઠ મગનલાલ છગનલાલ તથા ચમનલાલ ખેંગાર વિગેરેની અથાક મહેનતના પરિણામે ભવ્ય અને આકર્ષક મંડપ તૈયાર

થયો વસ્તુઓ પણ સુવ્યવસ્થિતપણે ગોઠવાય, રોશનીએ પણ દિવ્યતામાં પૂર્તિ કરી અને ઠેર ઠેર જ્યાં સાભળીએ ત્યાં વાહ વાહ અને અનુમોદનાના જ ઉચ્ચાર કર્ણગોચર થઇ રહ્યા હતા આ બધી મંડપરચના અને સુવ્યવસ્થાનો ખરેખરો જશ જો કોઇને અર્પણ કરાય તેમ હોય તો તે શ્રીયુત શેઠ કમળશીભાઇનેજ ઘટે છે

શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઇના પુણ્યોદયથી આવા નિખાલસ દિલના બાહોશ કાર્યકરનારાઓ ગમે ત્યાથી પણ મલી આવે છે એ ખુશી થવા જેવું છે એમને નિખાલસ દિલથી મદદ કરનારાઓને પણ અમો આ તકે સહર્ષ, સાભાર, સપ્રેમ ધન્યવાદ આપીએ છીએ ધાર્મિક કાર્યમાં સૌ કોઇ શ્રાવકની પવિત્ર ફરજ છે કે તેણે યથાશક્તિ સહાયભૂત થવુજ જોઇએ પ્રભુ આપણા સૌમાં નિસ્વાર્થભાવની સેવાવૃત્તિ જાગૃત કરો અને આપણને સેવાના શુભ કાર્યો સદાય સાંપડતાં રહો એમ અંત:કરણથી ઇચ્છીએ છીએ કહ્યું છે કે —

સેવાધર્મો પરમગહનો યોગિનામપ્યગમ્ય ।
સેવાધર્મ બજાવવો પરમ ગહન છે અને

શ્રી મેરૂપર્વતની રચના —આ શ્રી મેરૂપર્વત જમ્બુ દ્વીપના મધ્યભાગમાં આવેલો છે તે એક લાખ જોજન પ્રમાણ ઉંચો છે તેનો પ્રથમ ભાગ સુવર્ણનો, બીજો રૂપાનો અને ત્રીજો પરવાળાઓનો છે મેરૂપર્વતનુ બીજુ નામ સુરગિરિ. જ્યારે શ્રીજિનેશ્વરનો જન્મ થાય છે ત્યારે ઈંદ્રનું સિંહાસન થરથરે છે ઈંદ્ર મનમા ચિંતવે છે કે એ કોણ અવસર બન્યો હશે ? કે આસન કંપે છે ? અવધિજ્ઞાનથી શ્રીજિનેશ્વરદેવનો જન્મ થયેલો જાણીને હર્ષ અને આનંદ પામે છે અને સુઘોષાના ઘટાનાદથી ઘોષણા કરે છે કે સર્વ દેવતાઓ તથા દેવીઓ પ્રભુનો જન્મમહોત્સવ ઉજવવા સુરગિરિ ઉપર પધારજો પ્રભુને નિહાળવાથી તમારા સમકિત નિર્મળ થશે અને પ્રભુના ચરણ પખાળતાં આપણાં સર્વે પાપો દૂર થશે, માટે આ ઉત્તમ તકનો લાભ લેવાનુ કોઇ ચૂકશો નહિ આવી સોનેરી તક ફરી ફરીને મળતી નથી કરોડો દેવતાઓ આ સાંભળીને મેરૂપર્વત ઉપર જવા લાગ્યા સુધર્માધિપતિ મ્હોટા પરિવાર સહિત આવ્યા શ્રીજિનેશ્વરની માતાને વાંદીને પ્રભુને વધાવ્યા પછી

માતાને કહે છે કે રત્નકૂખને ધરવાવાળી ! હું સૌધર્મા
ધિપતિ ઈંદ્ર છું અને તમારા પુત્રનો જન્મ મહોત્સવ ખૂબ
ધામધૂમથી મેરૂપર્વત ઉપર કરવા ઇચ્છું છું એમ કહીને
શ્રીજિનપ્રતિબિંબ સ્થાપીને પ્રભુને પાંચ રૂપે (તે એવી
રીતે કે એક પ્રભુને ઉપાડે છે, એક વજ્ર ઉછાળે, બે
જણાં ચામર વિંઝે, એક છત્ર ધરે) લઈને દેવતા દેવીઓ
હર્ષથી નાચતા કુદતા, ગાન કરતા કરતા સુરગિરિ
ઉપર આવી પહોંચ્યા. ત્યાં પાંડુક વનમાં શિલા ઉપર જ્યાં
શાશ્વતું સિંહાસન છે ત્યાં પ્રભુને ઈંદ્રમહારાજે પોતાના ખોળામાં
લીધા ચોસઠે ઇંદ્રો ત્યાં આવી પહોંચ્યા હતા અચ્યુતપતિ
ત્યાં કોડાકોડી દેવોને પ્રભુને ન્હવરાવવા માટે નીર લાવવા
હુકમ કરે છે, સાથે સાથે સિદ્ધાર્થ પ્રમુખ તીર્થ ઔષધિ,
ભાતભાતના ધૂપ પણ લાવવા જણાવે છે આ સાંભળીને
દેવતાઓ માગધ, વરદામ, પદ્મદ્રહ, ગંગા ખીરસમુદ્ર તરફ
જઈને ઉત્તમ જળ કળશા ભરી ભરીને લાવે છે, ઉત્તમ
ફૂલના થાળ લાવે છે, તીર્થ રજ અને ઔષધિ લાવે છે,
ઉત્તમ ધૂપધાણા ઉત્તમ ધૂપ સાથે લાવે છે ભક્તિથી
બધું પ્રભુ પાસે મૂકે છે અને પ્રભુના ગુણગાન કરે છે.

પ્રભુ આ બધુ દેખીને આનંદ પામે છે આઠ જુદી જુદી જાતિના કળશે એવા કુલે ૧ કરોડ સાઠ લાખ કળશાનો અધિકાર શાસ્ત્રકારોએ જણાવ્યો છે, તે પ્રમાણે અધિકાર મુજબ ઇદ્રોએ તથા ઇંદ્રાણીઓએ તથા બીજા દેવોએ કુલે મળીને ૨૫૦ અભિષેકો થઇ ગયા બાદ ઇશાનઇંદ્ર કહે છે કે પ્રભુનો ક્ષણવાર મને પણ લાભ લેવા દ્યો ત્યારે આનંદથી સુધર્માધિપતિ પ્રભુને તેમના ખોળામાં બેસાડીને પોતે ચાર વૃષભનુ રૂપ કરે છે અને તેના આઠે શીંગડાથી જળ ભરીને ઉંચી સેરો કરે છે તે એવી રીતે કે બધી સેરો એકત્ર થઇને પ્રભુના શિર પર પડે આ પ્રમાણે સ્નાન કરાવ્યા બાદ પુષ્પ અને કેસરના છટકાવ કરવામા આવે છે, પછી દેવતાઓ "જય જય" શબ્દો બોલતા બોલતા પ્રભુને હાથમાં લઇને ભેરી ભૂંગળ, તાલ વાજિંત્ર વગાડતા વગાડતા માતાને ઘેર આવી માતાને સોંપી એમ જણાવે છે કે માતાજી આ તમારો પુત્ર છે તે અમારો સ્વામી છે, અમો સેવકનો માત્ર એકજ આધાર છે, માટે એમનું બરાબર જતન કરીને રાખજો પછી દેવતાઓ ત્યાં ૩૨ કરોડ કનક મણિ

આણો વસ્ત્ર વિગેરેની વૃષ્ટિ કરીને તથા પ્રભુને બેસવા માટે પચધાવી રત્નાદિકને સ્થાપીને હર્ષને પૂરણુ કરવા માટે ત્યાંથી નદીશ્વર દ્વીપમાં જાય છે ત્યાં અઠ્ઠાઇ મહોત્સવ કરીને પોતપોતાને કલ્પે સિધાવે છે અને દરરોજ દીક્ષા અને કેવલજ્ઞાન કલ્યાણુક મહોત્સવ ઉજવવાની શુભ ભાવનાથી પ્રભુના ગુણોના ગાન કર્યા કરે છે પ્રભુજીનો જન્મ કલ્યાણુક મહોત્સવ, દેવતાઓ મેરૂપર્વત ઉપર કરવા પ્રભુજીને પચરૂપે ઇંદ્રમહારાજે લઇ જવા અને ત્યા સ્નાન કરાવવુ, પૂજવુ વિગેરે ક્રિયાઓ મેરૂપર્વત ઉપર થતી હોવાથી આ મેરૂપર્વતને શાસ્ત્રકારોએ સુરગિરિ તરીકે પણ પ્રશસ્યો છે આ સુરગિરિની રચના ઉદ્યાપાનમડપમાં સમવસરણુની રચના સામેજ કરવામા આવી હતી, જેનું દશ્ય ઘણુંજ આકર્ષક મનના પામ્યુ હતુ

શ્રીચૌદ પૂર્વનો સાર એવા શ્રીનવપદજીની આરાધના -અનતજ્ઞાની શ્રીજિનેશ્વરદેવના શાસનમા શ્રી નવપદ એજ સારભૂત વસ્તુ છે આત્મકલ્યાણુની સાધનાને માટે સાલબન ધ્યાન આવશ્યક છે, અને શ્રીનવ

પદનું ધ્યાન એ આત્મકલ્યાણનુ પરમ સાધન છે, ઉત્કૃષ્ટ આલંબન છે મોક્ષાભિલાષી આત્માઓએ શ્રી નવપદનું ધ્યાન ધરવુ જોઇએ અને શ્રીનવપદની વિધિપૂર્વક આરાધના કરવી જોઇએ શ્રીજૈનશાસન અને શ્રીનવપદ એક રૂપજ છે શ્રીતત્ત્વત્રયી અને શ્રી-રત્નત્રયી બન્નેનો સમાવેશ શ્રીનવપદમાં થાય છે શ્રી-નવપદની આરાધના કર્યા વિના કે શ્રીનવપદમાંથી કોઈ પણ પદની આરાધના કર્યા વિના કોઇ મુક્તિ પામ્યું નથી પામતું નથી અને પામશે પણ નહિ તત્ત્વત્રયી એટલે દેવ, ગુરુ અને ધર્મ શ્રીઅરિહંત અને શ્રીસિદ્ધ એ બન્ને દેવતત્ત્વમાં આવે

શ્રીઆચાર્ય, શ્રીઉપાધ્યાય અને શ્રીસાધુએ ત્રણે ગુરુતત્ત્વમાં આવે તથા શ્રીસમ્યગ્દર્શન, શ્રીસમ્યગ્જ્ઞાન શ્રીસમ્યક્ ચારિત્ર અને શ્રીસમ્યક્તપ એ ચારે ધર્મ તત્ત્વમાં આવે આમ શ્રીનવપદમાં તત્ત્વત્રયીનો સમાવેશ થઇ જાય છે રત્નત્રયી એટલે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આ ત્રણેય નવપદમાં છે શ્રીનવપદમાં

સાધન અને સાધક બન્નેનો સમાવેશ થાય છે શ્રીસમ્યગ્દર્શન આદિ છેલ્લા ચાર સાધવાયોગ્ય છે, અને શ્રી અરિહંતદેવ આદિ સાધકો છે આથી કહેવું જોઇએ કે શ્રીનવપદનો મહિમા વચનાતીત છે આત્મહિત સાધવા માટે એ એક અને અજોડ સાધન છે જે આત્મામાં મુમુક્ષુભાવ પ્રગટયો હોય તે તો દરરોજ નવપદની આરાધનાદ્વારા આત્મકલ્યાણ સાધે જ છે, પરંતુ વર્ષે બે વાર શાશ્વતી અઠ્ઠાઇઓમાં શ્રીનવપદનું વિશિષ્ટ પ્રકારે આરાધન કરવાનું અનંતતાની શ્રીજિનેશ્વરદેવના શાસનમાં વિધાન છે એક શાશ્વતી અઠ્ઠાઇ આસો સુદ ૭થી પૂર્ણિમા સુધીની છે અને બીજી ચૈત્ર સુદ ૭થી ચૈત્ર શુકલા પૂર્ણિમા સુધીની છે આ નવ દિવસોમાં દરરોજ એક એક પદની આયંબિલના તપપૂર્વક વિશિષ્ટ પ્રકારે આરાધના કરાય છે અને સંખ્યાબંધ આત્માઓ એવી આરાધના કરીને આત્મકલ્યાણ સાધે છે

જે આત્માઓ પોતાના કર્મક્ષયને માટે, પોતાના સંસારનો નાશ થાય એ માટે, પોતાની બુદ્ધિ રજો

અને અંતમુર્હુર્તતા પ્રાપ્ત થાય એ માટે, અને છેવટે મોક્ષની પ્રાપ્તિ થાય એ માટે શ્રીનવપદની આરાધના કરે છે, તેઓ જરૂર આત્મવિકાસ સાધી શકે છે આત્મ વિકાસનાં અનેક સાધનો છે, પણ શ્રીનવપદની આરાધના એ સર્વશ્રેષ્ઠ સાધન છે એજ ઉત્તમ યોગ છે

નવપદોના ગુણો, અરિહંતના ૧૨, સિદ્ધના ૮, આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫, સાધુના ૨૭ દર્શનના ૬૭, જ્ઞાનના ૫૧, ચારિત્રના ૭૦ અને તપના ૧૨ ગુણો છે આ નવપદની જે ત્રિકરણ શુદ્ધિથી ઉત્તમ પ્રકારે આરાધના કરે છે તેને શ્રીવિમલેશ્વર જક્ષદેવ સદાય સહાય કરે છે અને તે ભવ્ય પ્રાણી પોતાના આત્માનુ કલ્યાણ સાધી શકે છે આ તપ સાડાચાર વર્ષે એટલે કે નવ ઓળી કરવાથી પૂર્ણ થાય છે તે ઓળીમાં સદાય નવપદ નુ ધ્યાન ધરવુ, આઠ થોયે દેવ વાંદવા, ભૂમિસંથારો કરવો જુઠુ બોલવાનો નિયમ કરવો, શુદ્ધ બ્રહ્મચર્ય પાળવુ, યથાશક્તિ દાન દેવું, નવ દિવસ સુધી રમકમ વગરનુ શુષ્ક ભોજન એક વખત લેવુ કેટલાક

એક ધ્યાનના આમેત કરે છે તેમાં દરેક પદના વર્ણ ઉપરથી તેજ વર્ણના ધ્યાન ઉપયોગમાં લેવામાં આવે છે જેમકે અરિહંત શ્વેત, સિદ્ધ લાલ, આચાર્ય પીળો, ઉપાધ્યાય નીલો, સાધુ શ્યામ, તથા દર્શન જ્ઞાન ચારિત્ર અને તપનો શ્વેત વર્ણ હોવાથી તેવાજ વર્ણના ધ્યાનનો ઉપયોગ કરવામાં આવે છે એકેક પદની ૨૦ નવકારવાલી નિશ્ચળ મનથી જપવાની છે અને દરરોજ અષ્ટપ્રકારી પુજા, આઠે કર્મની આઠ દિવસ સુધી એકેક કર્મની એકેક રોજ તથા નવમે દિવસે સત્તર પ્રકારી પૂજા ભણાવવામાં આવે છે આ નવપદજીની પૂજાના ન્હવણ છાંટવાથી અને આંખે તથા શિર પર ચઢાવવાથી અઢારે પ્રકારના દુષ્ટરોગો દૂર થાય છે, દુ ખદારિદ્ર દૂર થઇ જાય છે, દોલત લક્ષ્મીમાં વૃદ્ધિ થાય છે અને સદાય મનવાંછિત ફળ પ્રાપ્ત થાય છે એવો એનો મહિમા છે માત્ર એની સેવા શુદ્ધ મનથી કરવી જોઇએ જેમ નવકાર સમો કોઇ મહામંત્ર નથી તેમ શ્રીસિદ્ધચક્ર સમાન કોઇ મહા યંત્ર પણ નથી, માટે હે ભવ્યજનો !આત્મકલ્યાણ માટે રાત્રિદિવસ એનુ સતત સેવન કરવામા સદા ઉજમાળ રહો, અને પરિણામે સિદ્ધિવધૂને વરો

શ્રી બોરડી નામે શ્રીયુત શેઠ રાયચંદભાઇ તરફથી શ્રી જૈન બોર્ડિંગ ખુલ્લી મૂકવા માટે બોલાવવામાં આવેલી વિરાટ સભાનું શ્રીયુત શેઠ પોપટલાલ ધારસીભાઇને આપવામાં આવેલું સભાપતિત્વ અને તે પ્રસંગનું તેમનું જાહેર વ્યાખ્યાન અને કેળવણી સંબંધીના તેમના ઉમદા વિચારો.

अज्ञानतिमिरांधाना ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन, तस्मै श्री गुरवे नमः ॥

આ શ્લોકથી મંગલાચરણ કર્યા બાદ તેમણે જણાવ્યું હતું કે —

सा विद्या या विमुक्तये ।

વિદ્યાદાનના સંબંધમાં કહ્યું છે કે —

અન્નદાન પરંદાન વિદ્યાદાન તતઃ પરં ।
એકેન ક્ષણિકા તૃપ્તિર્યાવજ્જીવં તુ વિદ્યયા ॥

ઉત્તમોઉત્તમ વસ્તુઓનાં તો દાનજ શોભે
પરોપકારાય સતાં વિભૂતય ।

સત્પુરૂષોની વિભૂતિઓ તો પરોપકારને માટેજ હોય
ભારત એ ત્યાગની ભૂમિ છે ત્યાગની મહત્તાજ
અહિ છે, અને તેથીજ ભારત જ્ઞાનની બાબતમા આજ
સુધી પોતાનુ મસ્તક ઉચુ રાખી શક્યુ છે અનેક મહા
ત્માઓ આ ભૂમિમા પાકયા છે અને હાલ પણ અનેક
જ્વલત વિભૂતિઓ જેવા કે શ્રીજૈન આગમોદ્ધારક શ્રી-
**આગમાનદસૂરીશ્વરજી, મહર્ષિ રવીન્દ્ર બાબુ,
મહાત્મા ગાધીજી, પ્રોફેસર બોઝ** આદિ આખાવિશ્વને
વિસ્મય પમાડી શકે તેવી વ્યક્તિઓ આપણે પ્રત્યક્ષ અનુ
ભવી શકીએ છીએ

અહિસા પરમો ધર્મ ના સ્થાપક અને પ્રચાર
શ્રીમાન **મહાવીર દેવ** અને **ગૌતમ બુદ્ધ** જેવા દયા
અને કરૂણાની સાક્ષાત્ મૂર્તિ સમાએ આજ આર્ય-
ભૂમિને પુનિત પગલે પાવન કરી છે ધર્મતત્ત્વની આ
પવિત્ર ભૂમિ છે અહિ જેટલી હૃદયની કુમાશ દયાર્દ્રતા,
નિસ્વાર્થતા ભાગ્યેજ પશ્ચિમના દેશોમા શોધી શકાશે.
ટુકામા ધર્મતત્ત્વ આર્યોમા પૂરતા પ્રમાણમા જ
ખાવશે, જ્યારે જડતત્ત્વ

પ્રમાણમાં જરૂર આવશે બાદ કેળવણીના સબધમાં જણાવ્યુ કે—કેળવણીના મુખ્ય બે વિભાગ પાડી શકાય ૧ વ્યાવહારિક કેળવણી ૨ ધાર્મિક કેળવણી

વ્યાવહારિક કેળવણીથી મનુષ્ય સસારમા ઉચુ સ્થાન ભોગવતો થાય છે અને ગૃહસસાર સુખેથી ગાળી શકે છે, જ્યારે ધાર્મિક કેળવણીથી મનુષ્ય પોતાના આત્માને ઓળખતો થાય છે અને આત્માની અને પરાઇ વસ્તુઓ કઈ કઇ છે તે સમ્યક્ પ્રકારે જાણી શકે છે અને જાણ્યા બાદ ગ્રહણ કરવા યોગ્યને ગ્રહણ કરીને અને તજવા યોગ્યને ત્યજીને આત્મતત્વમા સ્થિર થઇ શકે છે

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય એ આત્માની વસ્તુ છે અને તેનાથી પરાઇ ભિન્ન વસ્તુઓ એ મોહરાજાના ઘરની વસ્તુઓ છે, કે જે હેય એટલે કે તજવા યોગ્ય છે

આત્માના અતરગ શત્રુઓ અને મિત્રો વચ્ચે અનાદિ કાળનો ઝગડો ચાલ્યાજ કરે છે ક્રોધ માન, માયા, લોભ, મોહ રાગ દ્વેષ, હાસ્યાદિ અતરગ અનેક

શત્રુઓ છે, જ્યારે ક્ષમા, નમ્રતા, સરળતા, માર્દવતા, ઋજુતા, સતોષ, ત્યાગ, વૈરાગ્ય તપ, શાંતિ, સમભાવ, સયમ, સત્ય પવિત્રતા, બ્રહ્મચર્ય, વિનય, વિવેક ઇત્યાદિ આત્માના અતરગ મિત્રો છે

આ અતરગ શત્રુ અને મિત્રોને ઓળખવા માટે સમ્યગ્જ્ઞાનની જરૂર છે જ્ઞાન એ પ્રકાશક રૂપ છે જ્ઞાનથી અતર્ગનો અધકાર દૂર થઇ શકે છે અને વસ્તુસ્થિતિનું ભાન થઇ શકે છે

અજ્ઞાનતિમિરને દૂર કરવા માટે અનેક સૂર્યના પ્રકાશ ભેગા થાય તોપણ તે દૂર થઇ શકે નહિ બાહ્ય અંધકાર દૂર કરવા માટે જેમ સૂર્ય, ચદ્ર, દીપક વિગેરે છે તેમ અતરગ અધકારને દૂર કરવા માટે જ્ઞાનદીપકની જરૂર છે

જ્ઞાનથી આત્મામા પ્રકાશ થાય છે અતરગ શત્રુને જાણી શકાય છે સમ્યક્ પ્રકારે જાણ્યા બાદ તેના ઉપર વિજય મેળવી શકાય છે વિજય મેળવ્યા બાદ આત્મા સ્વસ્વરૂપરમણતા પ્રાપ્ત કરી શકે છે આ સ્વસ્વરૂપરમણતા કે સમ્યક્ચારિત્રનો આનદ અપૂર્વ છે, આ આનંદની

તુલનામાં આવી શકે એવો આ સંસારમાં બીજો કોઈ આનંદ જ નથી એટલાજ માટે જ્ઞાનીઓએ જ્ઞાનનું બહુમાન કરેલુ છે અને કહ્યુ છે કે –

સર્વં ખલુ જ્ઞાને પરિસમાપ્યતે ।

ન હિ જ્ઞાનેન સદૃશ પવિત્રમિહ વિદ્યતે ॥

જગતને સુખ આપવા માટે જ્ઞાન જેવુ બીજુ કોઈ પદજ નથી એથીજ જ્ઞાનપથમી તપની આરાધના જૈનોમા સુપ્રસિદ્ધ છે, તેથીજ કહ્યુ છે કે –

જ્ઞાનપદ ભજીએરે, જગત સુહકર (સુખનું કરવાવાળુ) સમ્યગ્જ્ઞાનથી અનેક ભવોના સચય કરેલા પાપો કર્મમલરૂપી કાષ્ઠો એક શ્વાસોશ્વાસ જેટલા સમયમા બાળીને ખાખ કરી શકાય છે

જ્ઞાનનો મહિમા અવર્ણનીય છે વળી કહ્યુ છે કે –

જ્ઞાનીના બહુમાનથીરે જ્ઞાનતણુ બહુમાન

જ્ઞાનનું બહુમાન કરનારે જ્ઞાનીનુ અને જ્ઞાનના ઉપકરણોનુ બહુમાન કરતા રહેવુ કે જેથી નિકાચિત કર્મોની પણ નિર્જરા થઇ શકે છે

જ્ઞાનક્રિયાભ્યા મોક્ષ ।

• સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગ ।

આ અને આવા અમૂલ્ય સૂત્રો જ્ઞાનની મહત્તા અને ઉપયોગિતા સૂચવે છે

છેવટમાં આ સસ્થાનો લાભ લેનારા વિદ્યાર્થી બધુઓ વ્યાવહારિક તેમજ ધાર્મિક કેળવણીનો લાભ લઇ પોતાના આત્માનુ અને સમાજનુ ભલુ કરવા ભાગ્ય શાળી થાઓ એવી અત કરણની આશિષ આપી હતી, અને શાસનદેવો આ મારી આશિષને સફલ કરવા સહાય કરે એવી નમ્રભાવે પ્રાર્થના કરી હતી, અને કેળવણી ફડમા પોતાના તરફથી રા ૧૦૦૧ની મદદ આપવાનુ જાહેર કર્યું હતુ તેજ વખતે કેળવણીનું સારુ ફડ થઇ ગયુ હતુ

**શ્રીજીવદયા પ્રચારક સસ્થાના રા ૧૦૦૧ આપી તેઓ પેટ્રન થયા છે**

શ્રીજામનગર જૈનવર્ધમાનતપ આયબિલ ખાતુ સવત ૧૯૮૨ના આષાઢ સુદ ૮ ના રોજ તેમના મુબારક હાથે ખોલવામા આવેલ છે આ ખાતામા - રા ૩૦૦૦) ની સહાય તેમના તરફથી

કાનગ શાસ્ત્રોની અપેક્ષા ગણ્યા સિવાય અનુસર
ના । મા । વિરાધનાનેજ નિર્જરા કરનારી ગણે છ તેઓ
એ તે શ્રીઓઘનિર્યુક્તિની તરફ ગાથામાં કહેવા અધ્યા-
ત્મશુદ્ધિવાળા અને યતનાથી વર્તનારા એવા આપેલાં
બે વિશેષણે જોવા માટે કુનિતાર્થપણે નહિ કે સ્વતન
કાર્યપર રહેતી નિર્જ । વિચારીને જે માન્યતા ધરાવે
તો કપ કે વિ ાવના । સ્વતન્ત્રપણ નિર્જરાના કા ણ
તરીકે ગણ્યુ । માટે કે તેની તારતમ્યનાન નિર્જ ની
તારતમ્ય થતા સાથે જેવા માટે કદી પણ તૈયાર થો નહિ

### પ્રશસ્ત રાગાદિની મર્યાદા

આ ર્ધા દષ્ટાન્તથી વાચક । એનુ સ્પષ્ટ માનમ
પડ઼ે કે નિર્જ ની માત્રાના આધ ગુણ અ । ગુણી
ઉપર ખાના પ્રશસ્ત ાગ ાી માત્રા ઉ ર કે અનુ
ઉપ ન ાના કપરૂ ાા પ્રશસ્ત કપની માત્રા ઉપ જ
રહેતી ઈ ને તેથી જ સિદ્ધાન્તોએ અવગુણોવ ગા
ઉવા પ્રશસ્ત હોવુ સ્થાન નથી ાણુકરણા અને માધ્ય-
ભાવનાનુ જ સ્થાન છે આ પૂર્વોક્ત રીતિએ પ્રશસ્ત
પ્રશસ્ત તપ જોકે નિર્જરાની સાથે તારતમ્યતા

સાણુની જરૂર હોય, પણ નિર્મળ કોઠાવાળાને કે નિર્મળ વસ્ત્રવાળાને તે દીવેલ કે સાબુની મહેનત નકામીજ છે દીવેલ કે સાબુ તત્ત્વદૃષ્ટિએ તો પેટ કે વસ્ત્રમાંથી કાઢવા લાયકજ છે, તેમ પ્રશસ્તરાગ અને પ્રશસ્તદ્વેષ પણ તત્ત્વદૃષ્ટિએ તો આત્મામાથી દૂર કરવા લાયકજ છે અને તેથી સર્વ શાસ્ત્રકારોએ કોઇ પણ જાતના કષાય રૂપી મોહનીયનો ઉદય હોય ત્યા સુધી સાંપરાયિક કર્મનો બંધ કે ઉદય માનેલો છે આ બધા ઉપરથી મિથ્યાત્વ અને અવિરતપણાની માફક કષાયનું પણ તત્ત્વદૃષ્ટિએ છાંડવાલાયકપણું હોઇ, દ્વાદશાગી શાસ્ત્રોમાં કષાયો સબંધી તથા તેના ફળરૂપ કર્મો સબંધી જે જે નિરૂપણ છે તે સર્વ ભવ્ય જીવોને તે તે કષાયાદિકને છાંડવા માટેજ ઉપયુકત થવાને અંગે છે જગતમાં સત્રુરાજ્યની બારીકમાં બારીક હીલચાલ રક્ષણની ફરજવાળા હલનાને રોકનાર ફર્જે જાણવાની અને તપાસવાની છે, તેવી રીતે મુમુક્ષુ જીવોએ કષાય અને કર્મની હીલચાલ તે સર્વથા દાબી દેવા માટે બરોબર જાણવા અને તપાસવાની છે, અને તેટલાજ માટે શાસ્ત્રોએ સ્થાને સ્થાને કર્મ અને કષાયનુ

પ્રાબલ્ય જણાવેલુ છે અર્થાત્ કર્મ અને કષાયનું પ્રાબ
લ્ય દ્વાદશાંગી આદિ શાસ્ત્રોમા સ્થાને સ્થાને સાભળીને
તેના ભરોસે રહેવામા ભવ્યોએ ભૂલવુ જોઇતુ નથી,
કેમકે જૈનશાસનમા કર્મોનું અને તેના કારણભૂત કષાયોનું
જે જે વર્ણન છે તે શત્રુની બાતમી આપવા તરીકે
કર્મ અને કષાયોને શત્રુ તરીકે ગણીનેજ છે અને એમ
ન હોય તો પરમ પરમેષ્ઠી પચનમસ્કારમાં નમો અરિ-
હતાણ નામના પહેલા પદમાં કર્મ કે કષાયો રૂપ રિપુ
ઓને જણાવ્યા સિવાય તે કર્મ અને કષાયોને નિરુક્તિ
તરીકે અર્થ કરતા શત્રુ તરીકે જણાવત નહિ

જેવી રીતે ધર્માસ્તિકાયાદિકને જ્ઞેય તરીકે અને
મિથ્યાત્વાદિક બધ હેતુને કે જ્ઞાનાવરણીયાદિ કર્મોને દ્વાદ
શાગી પ્રવચનમા હેય એટલે છાડવા લાયક તરીકે જણા
વેલ છે તેવીજ રીતે ઔપશમિકાદિક ભેદોવાળુ સમ્યગ્
દર્શન, સમ્યગ્મતિજ્ઞાનઆદિ ભેદોવાળુ જ્ઞાન અને
સામાયિકાદિ રૂપ સમ્યક્ચારિત્ર તથા તેના પરમાર્થ-
સસ્તવાદિ જે જે કારણો દ્વાદશાંગી શાસ્ત્રોમાં
છે તે સર્વ ઉપાદેય એટલે દરેક મુમુક્ષુ જીવોએ

વા લાયક છે એવી રીતે જ્ઞેય, હેય અને ઉપાદેયપણાના વિભાગથી દ્વાદશાંગી પ્રવચનની થતી શ્રદ્ધાને સમ્યક્ શ્રદ્ધા અથવા સમ્યગ્દર્શન કહી શકાય

## તપનું સ્થાન અને તેની ગણતરી

દ્વાદશાંગીઆદિ શાસ્ત્રોમાં મોક્ષના સાધન તરીકે સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે શ્રીઉત્તરાધ્યયનસૂત્રમાં नादसणिस्स नाण नाणण विणा न हुन्ति चरणगुणा । चरणाहिनो मोक्खो मोक्ख सुत्त निव्वाह ॥ એ સૂત્રથી સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રથી મોક્ષ પ્રાપ્ત થવાનું સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે અને ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજી પણ सम्यग्दर्शन ज्ञानचारित्राणि मार्गमार्ग । એ શ્રીતત્ત્વાર્થશાસ્ત્રના પહેલા સૂત્રથી સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને મોક્ષનો માર્ગ જણાવે છે એટલે તેઓશ્રીના કહેવા પ્રમાણે પણ સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિ- એ ત્રણજ મોક્ષના સાધનો છે આ બધી વસ્તુ વિચારતા શાસ્ત્રકારોએ તપને મોક્ષના સાધન તરીકે લીધેલ નથી, પણ શ્રીઆવશ્યકનિર્યુક્તિકાર શ્રુતકેવલી ભગવાન

જ્ઞાનાવરણીયઆદિ કર્મોનો ક્ષય કરી આત્માને નિર્જરાર્થે
જોડેજ છે પણ આ તપપદાર્થથી જ્ઞાનાવરણીયાદિ
કર્મોની જે નિર્જરા થાય છે, તે નિર્જરા કર્મના ભોગોની
નિર્જરા કરતા કઈગુણી અધિક હોય છે વળી તપસ્યાનો
પ્રભાવજ એવો છે કે તે પોતાની સાથે સવરને લાવે
છે અને તેથીજ સૂત્રકારો तपसानिजरा च એમ કહી
તપસ્યાથી નિર્જરા થવા સાથે સવર થવાનુ જણાવે છે,
પણ આ તપસ્યાથી થતો સવર માત્ર આહારાદિકની
ઉત્પત્તિના કારણભૂત આરંભાદિનુ રોકાણ અને આહાર-
રાદિકના ભોગની વખતે થતી ઈંદ્રિયોની પ્રવૃત્તિરૂપ આશ્ર
વોનુ રોકાણ એટલા માત્રથીજ ચરિતાર્થ થાય છે, પણ
આત્માને સતતપણે વળગતા અવિરતિના કર્મોને રોકવા
માટે કરવી જોઈતી વિરતિ કે જેને સયમ કહેવામા
આવે છે, તે સયમ પૃથક્પણે જણાવતાં શ્રુતકેવલી
ભગવાન્ સ્પષ્ટપણે જણાવે છે કે આત્માને આવતાં
કર્મોથી બચાવનાર જો કોઈપણ હોય તો તે સયમજ
છે, અને પ્રકાશક એવુ જ્ઞાન, શોધક એવો તપ અને
આત્માનો બચાવ કરનાર એવો સજમ એ ત્રણેનો સરખો

રીતે મયોગ થાય ત્યારેજ શ્રીજિનેશ્વર ભગવાનના શાસ
નમા વર્ણવેલો મોક્ષ મળી શકે છે એવી રીતે મોક્ષનાં
કારણો જણાવતાં શ્રુતકેવલી ભગવાને તપને મોક્ષના
કારણ તરીકે સ્પષ્ટ શબ્દોમા જણાવ્યુ છે સૂક્ષ્મ
દૃષ્ટિથી તપાસ કરતાં શ્રુતકેવલી ભગવાન ભદ્રબાહુ
સ્વામીજીનુ વચન સર્વ કર્મક્ષયરૂપ મોક્ષપ્રાપ્તિ માટે
જેટલુ અનુકૂળ થશે, તેટલુ બીજુ વચન અનુકૂળ
થઇ શકશે નહિ, કારણ કે સયોગિકેવલી નામના તેરમા
ગુણસ્થાનકમા ક્ષાયિક સમ્યગ્દર્શન, કેવળજ્ઞાન અને
યથાખ્યાત ચારિત્ર એ ત્રણેની પ્રાપ્તિ હોવાથી તે સમ્ય-
ગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રમાં કોઈ પણ
અંશ બાકી રહેતો નથી, અર્થાત્ તે તેરમા ગુણસ્થાનકના
આદ્ય ક્ષણે પણ સંપૂર્ણ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર
મળી જાય છે, છતાં તે સયોગિકેવલીપણાની પ્રાપ્તિને
અને સર્વ કર્મક્ષયરૂપ મોક્ષપદની પ્રાપ્તિને મેળવવામાં
ઉત્કૃષ્ટથી દેશોનક્રોડ પૂર્વ જેટલો કાળ ચાલ્યો જાય છે,
અર્થાત્ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર સિવાયનુ
પણ એવુ સાધન બાકી રહેવુ માનવુ જોઇએ કે

आमि न थयु होय त्यांसुधी ते सर्व कर्मक्षयरूप मोक्ष प्राप्त न थतो मोय अने तेनी प्राप्ति थवायीज स. कर्मक्षयरूप मोक्षनी प्राप्ति थनी होय ते साधन बीजु कोइ नहि पण मात्र सर्वसंवररूप चारित्र प्राप्त थतां थतो योगनिरोधरूप शुक्लध्याननो चोथो पायोज छे अने ते शुक्लध्याननो चोथो पायो ते तपना बार भेदो पकी प्रायश्चित्तादि अभ्यतर ७ भेदमा जे ध्यान नामनो भेद छे ते रूप तप एज मोक्षनुं अनतर कारण छे आ वस्तु विचारतां स्पष्टपणे मालम पडे छे के सम्यग्दर्शन, सम्यग्ज्ञान अने सम्यक्चारित्र ए मोक्षना कारणरूप छता पण सर्वकर्मक्षयरूप मोक्षना अनतर कारणपणे तो शुक्लध्यानना चोथापायारूप तपज उपयोगी छे उपर जणाव्या प्रमाणे जेम मोक्षप्राप्तिना अनतर कारण तरीके तपनी उपयोगिता छे तेमज रीते श्रेणीना समारोहमा खरेखर उपयोगी होय तो ते तपज छे

## तपथी निकाचित कर्मनो क्षय

ध्यान राखवानी जरूर छे के कोइपण जीव क्षपक

શ્રેણીનો સમારોહ કરી, તેની સમાપ્તિ કર્યા શિવાય મોહના
સંપૂર્ણ ક્ષયને પ્રતાપે મેળવાતા યથાખ્યાત ચારિત્રને
કે જ્ઞાનાવરણીયાદિના સંપૂર્ણ ક્ષયને પ્રતાપે મેળવાતા કેવ
ળજ્ઞાનને કોઈપણ વરી શકતુ નથી, અને તે શ્રેણીની
શરૂઆત કરતા જીવને એવા શુભ ધ્યાનની જરૂરજ પડે
છે કે જે શુભ ધ્યાન નિકાચિત કે જેનો સામાન્ય રીતે
ભોગવ્યા શિવાય છૂટકોજ ન થાય તેવાં નિકાચિત
કર્મોનો પણ ક્ષય કરી શકે એવુ તો નહિજ માની
શકાએ કે ક્ષપકશ્રેણીની શરૂઆત કરનારો જીવ ક્ષપક
શ્રેણીની શરૂઆતના કાળથી સિત્તેર કોડાકોડ સાગરોપમ
પહેલેથી સાચ્ચેન થએનો હોય અને તેથી તે આત્માની
સત્તામા કોઇ પણ પ્રકારે નિકાચિત કર્મ હોય નહિ,
અને કેવળજ્ઞાન પામનારા જીવોને માટે જઘન્યથી
અંતર્મુહૂર્તકાળ માત્ર પહેલાં શાસ્ત્રકારો મિથ્યાદષ્ટિપણુ
હોવાનો સંભવ જણાવે છે, તે અપેક્ષાએ પણ કેવળ
જ્ઞાન પામનારા જીવમા સિત્તેર કોડાકોડ પહેલેથી નિકા
ચિત કર્મ ન બાંધે તેવી દશા હોયજ એમ માની
શકાય નહિ એટલે શ્રેણી માંડી કેવળજ્ઞાન પામનારા

પડેજ નહિ દર્શનમાત્રની દૃષ્ટિએ તત્ત્વજ્ઞાન એ જરૂર
ચીજ મનાએલી છે, અને તે તત્ત્વજ્ઞાન પણ અભ્યાસ
કે કષ્ટ વિના થઇ શકતુંજ નથી, પણ તેટલા માત્રથી
આપણુ દર્શનકાર તત્ત્વજ્ઞાનને દુઃખરૂપ માનવાને તૈયાર
નથી જેવી રીતે ધન વિગેરે કે તત્ત્વજ્ઞાન વિગેરે માટે
કરાતો આયાસ કે સહન કરાતુ કષ્ટ તે ધન વિગેરે અને
તત્ત્વજ્ઞાન વિગેરેની પ્રાપ્તિથી થતા આનંદની આગળ
હિસાબમાંજ નથી અને તેથી તે ધનાદિક કે તત્ત્વજ્ઞાના
દિકને સુખનું કે આનંદનું અદ્વિતીય સાધનજ ગણવામાં
આવે છે તેવીજ રીતે સર્વકર્મના ક્ષયથી થતા મહોદય
પદને કે જ્ઞાનાવરણીયાદિના ક્ષયથી થતા કૈવલ્યસ્વરૂપના

---

આનવુ થયુ એમ ડિંડિમ માત્ર જાહેર થયુ અને તેજ
બ્યાસીમી રાત્રિએ દેવાનંદાએ ગજ વૃષભાદિ ઉત્તમ
સ્વપ્નો ત્રિશલારાણીએ હરણ કર્યાં એમ સ્વપ્નમાં જોયુ
અને તેથી તે દેવાનંદા સ્પષ્ટપણે સમજી શકી કે ગજ
વૃષભાદિ ઉત્તમ સ્વપ્નોને દર્શાવનાર જિનેશ્વરરૂપી જે
ગર્ભ મારા ઉદરમાં બ્યાસી દિવસ રહ્યો હતો તે ગર્ભ
હવે ત્રિશલારાણીની કૂક્ષિમાં તેણીએ આ ચૌ સ્વપ્નો

આનંદને સમજનારા મનુષ્યો તેના અદ્વિતીય સાધનભૂત તપને કોઇ દિવસ પણ દુ ખરૂપ માની શકેજ નહિ સામાન્ય જગતમાં પણ પ્રવૃત્તિ કરનારો મનુષ્ય જ્યાં જ્યાં ઉત્સાહયુક્ત હોય છે ત્યાં ત્યાં આવી પડતા અનેક મહાકષ્ટોને પણ તે દુ ખરૂપે વેદતો નથી, તો પછી મોક્ષ અને કૈવલ્યના સાધન માટે તૈયાર થએલો અને જીવ કોઇપણ ભવમાં નહિ પામેલા તેવા ઉત્સાહને પ્રાપ્ત થએલો હોવાથી તે આતાપનાદિ કષ્ટને કે અનશનઆદિ પીડાને દુ ખરૂપે અનુભવેજ શાનો? જગતમાં વેઠ કરનારા મજૂરો કે મૂર્ખ વ્યાપારીને જેમ ઉત્સાહ હોતો નથી તથા મૂર્ખ એવા વિદ્યાર્થીને વિદ્યાભ્યાસ કરતાં અરૂચિ

અપહરણ કરેલો એમ સ્વપ્નોમાં દેખાવાથી ગએલો છે, અને એવી રીતે જિનજનનીપણાનું પદ જવાથી તે દેવાનંદાને અસહ્ય દુ ખ થયું અને તે દુ ખને લીધે તે દેવાનંદાએ છાતી, માથું કૂટયાં, આવી રીતે દેવાનંદાએ છાતી, માથું કૂટીને જિનેશ્વરરૂપી ગર્ભનો અપહાર અને ત્રિશલાદેવીની કૂખમાં તે જિનેશ્વરરૂપી ગર્ભનું સ્થાનાંતર કર્યું. અને તે બનાવ પછી મહારાણી

હોવાને લીધે ઉત્સાહ હોતો નથી અને તેથી તે સર્વ પોતપોતાની ક્રિયાને દુ ખરૂપ ગણે છે, તેવી રીતે કર્મક્ષય કૈવલ્ય કે અવ્યાબાધપની પ્રાપ્તિ થવાની ધારણા વગરના બુધ્ધદેવ જેવા નાચાર્યોને તે કર્મક્ષયાદિકને માટે કરવા જોઇતા તપ કરવામાં મ્હ્રરૂપતા લાગે તેમાં કાઇ આશ્ચર્ય નથી આ સર્વ હકીકત માત્ર કાયપીડાને આગળ કરીનેજ જણાવવામાં આવી છે પણ તત્ત્વજ્ઞાનના પ્રવાહમા પુષ્ટ થનારા પડિતોને તો જ્યારે આ તપનુ ક્ષાયોપ શમિકપણું સમરસથી ઓતપ્રોતપણું અને કર્મક્ષયાદિના સાધનપણુ ચિત્તમા યથાસ્થિતપણે પરિણમે છે અને તેથી તેવા પડિતો સ્વપ્ને પણ તપની દુ ખરૂપતા જાણતા,

---

સાત મહિનાની અંદરજ ભગવાન્ વર્ધમાનસ્વામીએ જન્મ આપ્યો, અર્થાત્ જો ગજ વૃષભાદિક સ્વપ્નોને દિવસે તે મહાવીર મહારાજરૂપ ગર્ભનો પ્રથમોત્પાદ હોત અને સંક્રમણ ન હોત તો માત્ર છમાસના ગાળાથીજ ગર્ભ નિષ્પત્તિ થઇ પ્રસવ થાત નહિ આ બધી હકીકત જગજાહેર થવાથી સામાન્ય જગતમાં શ્રમણ ભગવાન્ મહાવીરમહારાજનું નામ જ્ઞાતપુત્ર તરીકે પ્રસિદ્ધ થયુ

માનતા કે કહેતા નથી તત્વજ્ઞ પુરુષો સારી રીતે સમજી શકે તેમ છે કે દુઃખ એ અશાતાવેદનીય કર્મના ઉદયથી થવાવાળી ચીજ છે, જ્યારે તપ એ મોહનીય કર્મના ક્ષયોપશમઆદિથી પ્રગટ થનારી આત્મગુણરૂપ ચીજ છે વળી દુઃખ વેદનારો મનુષ્ય વિહ્વલતાના વહેણમાં વહેતો જણાય છે, ત્યારે તપ કરનારો મનુષ્ય શૌર્યતાના શિખરે સ્થિર થએલો જણાય છે દુઃખ વેદનારાના પરિણામ આત્માને આર્ત બનાવનારા હોય છે અને તેથીજ તેના ફળરૂપે આર્ત, રૌદ્ર ધ્યાનરૂપે ઉદ્‌ભવ થાય છે, જ્યારે તપ વિગેરે કરનારાનાં પરિણામ ધર્મની ધગશને ઉપજાવનારાં હોય તેનું ફળ ધર્મધ્યાન, શુક્લધ્યાન રૂપે

---

અને તેથીજ દિગંબરોના શાસ્ત્રોમાં શ્રમણ ભગવાન્ [1] મહાવીર મહારાજાના નામોમાં જેમ દેવાર્ય નામ નથી તેમ જ્ઞાતપુત્ર એવું પણ નામ નથી પણ શ્વેતાંબર શાસ્ત્રોમાં શ્રમણ ભગવાન મહાવીર એવા નામની સાથે દેવાર્ય અને જ્ઞાતનંદન એવા નામો પણ સ્પષ્ટ અક્ષરોમાં છે (જુઓ અભિધાન ચિંતામણિ અને શ્રી કલ્પસૂત્ર વિગેરે) આવી રીતની સ્વપર શાસ્ત્રથી થતી હકીકતને વિચારનારો મનુષ્ય દિગ

ઉદ્દભવે છે અને જેનું પરમ ફળ કર્મક્ષય કૈવલ્ય અ મુક્તિરૂપે મળે છે દુખ એ વસ્તુ નહિ ઈચ્છતા, અ અનિષ્ટ ગયોગોને આભારી છે જ્યારે તપ નામની વર મળેના, મળતા અને પરાણે શાતા પદાર્થોનો પણ પરિ હાર કરવા માટે પ્રતિજ્ઞારૂપ થનારૂપ થઈ પ્રતિજ્ઞાપાલન રૂપ છે શાસ્ત્રકારોના કથન પ્રમાણે શ્રોત્રાદિક ઈંદ્રિયો નુકસાન કે હાનિ જેનાથી ન થાય વળી જે આચરતાં મન સાધ્યનિર્પેક્ષ થઇ આર્ત રૌદ્ર ધ્યાનમા પ્રવેશ ક નહિ તેમજ જે કરવાથી પ્રતિદિન મોક્ષ સાધ્ય કરવ માટે કરાતા સ્વાધ્યાય પ્રતિક્રમણાદિ યોગોની હાનિ થા- નહિ તેવી રીતે તપ કરાતું હોય તને કલ્યરૂપ કહેવા

કે જે તેઓનાજ કહેવા પ્રમાણે જિનેશ્વર મહારાજ કે ગણધર મહારાજે પ્રરૂપેલાં કે ગુથેલાં નથી માત્ર તેમના સર્વ શાસ્ત્રો તેમનાજ કહેવા પ્રમાણે પાછળના આચાર્યોએજ (શ્વેતાંબર આગમોને કે બીજા કોઇ પણ ગ્રથને અનુ સરીને) રચેલા હોય સત્ય હકીકતને પ્રતિપાદન કરવાથી વેગળાજ રહેલા છે અને શ્વેતાંબર આમ્નાયનાજ શ્રી કલ્પસૂત્ર વિગેરે શાસ્ત્રો અસલના હોય સત્ય હકીકતને રજુ કરનારાં છે એમ સ્પષ્ટપણે સમજી શકાશે

કોઈપણ તૈયાર થાય નહિ, પ્રકૃતિને જાણનારો મનુષ્ય સ્પષ્ટપણે જાણી શકે છે કે જે કાર્ય એક વખત દુઃખ રૂપ હોય તો પણ તેના આગામી પરિણામમાં સુખનો મેળવિ હોય તો તે કાર્યને દુઃખરૂપે કહી શકાયજ નહિ, આ બધી હકીકત જણાવવાથી આપણે એટલું સ્પષ્ટ કરવા માગ્યું છે કે આત્માને લાગેલાં કર્મોને શોધનારૂ એવું જે તપ તે અતરાયના ગંધવાળુ નથી, દુઃખ રૂપ નથી, પણ મોક્ષાર્થી જીવોએ સર્વ પ્રયત્ને તે આદરવા લાયકજ છે

## તપમાં વિરોધોનું કારણ

ઉપર જણાવ્યા પ્રમાણે બાહ્ય અને અભ્યંતર બંને પ્રકારનો તપ કર્મક્ષય, કેવળ અને મોક્ષનું અનુપમ સાધન છે, ત્યારે સામાન્ય રીતે જગતમાં બને છે તેમ તેને અંગે જુદા જુદા પ્રકારે વિરોધો ઉભા થાય છે આ વાત તો અનુભવસિદ્ધ છે કે જગતમાં વસ્તુની જેમ જેમ વધારે કિંમત હોય છે, તેમ તેને માટે નકલીપણાનો ભય અધિક હોય છે હીરાને અંગે ઇમિટેશન હીરા, મોતીને અંગે કલ્ચર મોતી, સોનાને અંગે

ઓળખી શકે છે તેવી રીતે સૂક્ષ્મ બુદ્ધિવાળા પુરુષો મોક્ષના નકલી સાધનો અને નકલી ધર્મો સાંભળવાથી કે દેખવાથી ગભરાતા નથી અને સત્ય સાધન અને ધર્મની પ્રાપ્તિની મુશ્કેલી જાણતા એક રૂવાડે પણ કંપિત થતા નથી, પણ સત્ય સાધન અને ધર્મને પ્રાપ્ત કરવા માટેજ કટિબદ્ધ થાય છે, તેવા સૂક્ષ્મ બુદ્ધિ જીવો કદાચિત અન્ય જાતિ કે અન્ય ધર્મવાળા કુળોમાં જન્મેલા હોય છે, તો પણ તેઓ પોતાની સૂક્ષ્મ બુદ્ધિના પ્રતાપે સત્ય સાધન અને ધર્મની ગવેષણા કરી તેને શોધી શકે છે અને ગ્રહણ કરી શકે છે, અને આટલા માટેજ શાસ્ત્રકારો ધર્માર્થી પ્રાણી માત્રને અંગે સૂક્ષ્મ બુદ્ધિની પ્રથમ ન ગણે જરૂરીઆત ગણે છે

### સૂક્ષ્મ બુદ્ધિની જરૂર

આ સ્થળે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે શાક લેવા ગએલો મનુષ્ય ઠગાય તો તેને પૈસા, બે પૈસાનું નુકસાન હોય, વસ્ત્રાદિક લેવા ગએલાને ઠગાવું હોય તો બે, ચાર આનાનું નુકસાન હોય છે ચાંદીની ચીજ લેવા ગએલાને ઠગાતાં પાંચ, પચીસ રૂપિયાનું નુકસાન હોય છે,

સોનાની ચીજ લેવા ગએલો હોય અને બુદ્ધિ નહિ ચારે અને જો ઠગાય તો તેને સેંકડો રૂપિયાનું નુકશાન હોય છે અને હીરા, મોતી વિગેરે ઘણી કિંમતી ચીજો લેવા ગએલો મનુષ્ય જો પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરે અને ખબરદારી ન રાખે તો હજારો અને લાખો રૂપિયાનું નુકશાન વહોરી લે છે એવી રીતે જગતના પદાર્થોની પરીક્ષામા થાપ ખાનારો મનુષ્ય તે પદાર્થો માત્ર પૌદ્ગલિક હોવાને અંગે અને ઐહિક હોવાને લીધે, તેમા ઠગાવાથી થતુ નુકશાન લાખો રૂપિયાનુ હોય તો પણ તે પૌદ્ગલિક અને કેવળ ઐહિકજ છે, પણ મોક્ષનું સાધન અને ધર્મ પરભવને અંગે, આત્મ કલ્યાણને અંગે અને સર્વ જીવના શ્રેયને માટે કરાતો હોય તેની પરીક્ષામાં જો સૂક્ષ્મ બુદ્ધિ ન હોય તો તે સાધન અને ધર્મને ગ્રહણ કરનારો મનુષ્ય મોક્ષરૂપી સાધન નહિ સાધતા કેવળ ભવચક્રમા ભ્રમણ કરનારોજ થાય છે, આત્મકલ્યાણને ન મેળવતા પોતાના આત્માને સદ્ગતિની અભિલાષા છતાં પણ દુર્ગતિના વમળમાં ઘેરાવી દે છે, એટલુંજ નહિ પણ પોતાના સગા સંબંધીઓને

તથા પોતાની સંતતિને પણ મોક્ષમાર્ગ અને સદ્ગતિ
ચ્યુત કરી સંસારમાં ભ્રમણ કરાવનારો તથા દુર્ગતિ
રખડાવનારો થાય છે આ વાત તો વર્તમાન જગતમ…
અનુભવસિદ્ધ છે કે ઘણા લોકો મોક્ષનું સાધન અ…
ધર્મની કિંમત વાસ્તવિક રીતે ન સમજતાં કેવળ પોતાન…
બાપદાદાની પ્રણાલિકા અને સગાસંબંધીઓના વર્તન
અનુસરીને મોક્ષના સાધનો અને ધર્મમાં પ્રવૃત્તિ ક…
છે અને તેજ આધારે જ્ઞાતિનો રિવાજ ધર્મ સાથે
સંબંધવાળો થઇ ગએલો છે એવા વખતમાં ઘણુ
લાંબા કાળથી આદરાએલું સાધન અને કરાએલો ધર્મ
યોગ્ય ન પણ હોય તો પણ તે વિષનો કીડો વિષમાંથી
ઉત્પન્ન થઈ વિષમાંજ રહે, અને તેવા કીડાને મન
નિર્વિષ પદાર્થ હોય તો પણ તે પોતાના અસ્તિત્વઆશ્રને
લગે અરૂચિકર થાય છે તેમ સામાન્ય રીતે વર્તમાન
જગતમાં પણ પોતાના આદરાએલા સાધન અને
કરાએલો ધર્મ મોક્ષને પ્રાપ્ત કરાવનાર કે આત્માનું
કલ્યાણ કરાવનાર ન પણ હોય. અને અન્ય જ્ઞાતિ કે

પ્રાપ્ત કરાવનાર તથા સદ્ગતિને મેળવી આપનાર હોય તો પણ તે સૂક્ષ્મબુદ્ધિ વિનાનો જીવ પોતાની વંશપરંપરામાં આવેલા કે સગાં સંબંધીઓએ આચરેલા સાધન અને ધર્મમાંજ લીન રહે છે, અને કલ્યાણ માને છે, અને સાચા સાધનો અને ધર્મ તરફ સમજનમાં સજાન અરૂચિ ધારણ કરે છે વાસ્તવિક રીતે જોઈએ તો આ બધી કમામણ છે, અને તેનું કારણ વડીલો કે સગા સંબંધીઓએ મોક્ષના સાધનો કે ધર્મની પરીક્ષા કરવામાં કરેલી ભૂલ સિવાય બીજું કંઈ સમજાય નહિ જે ધર્મને આદરવા માટે, તેની વૃદ્ધિ કરવા માટે કે તેનો પ્રચાર કરવા માટે લાખો અને કરોડો મનુષ્યો પોતાની જિંદગી અર્પણ કરે છે અબજો અને કરોડો રૂપિયાનું ખર્ચ કરે છે, અને અનેક અસહ્ય એવા પણ કષ્ટોને સહન કરવા તત્પર થાય છે, તે ધર્મની પરીક્ષામાં થએલી ભૂલ મનુષ્યને કેટલા ભૂલાવામાં નાખે, અને જિંદગીનું અર્પણ, ધનનો વ્યય અને કષ્ટોનું સહન નિષ્ફળપણામાં તો શું પણ વિપરીતપણામાં પરિણમે છે આ બધું પરિણામ અસલી અને નકલીપણાના

પરીક્ષામાં વાપરવી જોઇતી બુદ્ધિના અભાવનુંજ છે એમ દરેકોઇ બુદ્ધિશાળી વાચક કબૂલ કરશે

સામાન્ય રીતે માન્યતા સ્વરૂપ જે દેવ, ગુરુ અને ધર્મને અંગે મતનું પ્રવર્તન રહેલુ છે તેને અંગે ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે પરીક્ષાનો ગોટાળો થવાથી પરિણામ આવે છે, ત્યારે દેવ અને ગુરુની પૂજા અને ભક્તિરૂપ આચારમાં કે પ્રવૃત્તિરૂપ ધર્મમાં જ્યારે પરીક્ષાનો ગોટાળો થાય ત્યારે તે આચારાદિ વસ્તુ અનુકરણીય હોવાને લીધે સગાસબંધી અને સતતિના લોકોમા ગોટાળો ચલાવે તેમા નવાઈ શી ?

વર્તમાનના અધ્યાત્મીઓ

કેટલીક વખત આચાર અને ધર્મને આચરનાર મનુષ્ય પોતાની કે બીજાની તરફથી થએલા પરીક્ષાના ગોટાળાને અંગે મોક્ષના સાધન અને ધર્મથી વચિત થાય છે, ત્યારે કેટલીક વખત કેટલાક લોકો દેવ ગુરુ અને ધર્મની પરીક્ષા કરવામા નિપુણ હોઇ સત્ય દેવ, ગુરુ, ધર્મને જાણી શકે છે પણ કેટલાકો કોધાદિકને લીધે કે કેટલાકો સશયાદિકને લીધે માર્ગ ઉપર ટકી

શ તા નથી અને તેથી તે મુખ્ય માર્ગનેજ ઉથલાવના રૂપ મુખ્ય માર્ગને નામે કલ્પિત પ્રવૃત્તિઓ કરે છે આ બધું વિચારવાથી સુજ્ઞ જનને સહેજે સમજાશે કે જગતમાં કોઇ એક મહાપુરૂષે આત્માનું સ્વરૂપ સ્વય જાણી તેને અનેક પ્રકારે આરાધના કરી પ્રગટ કર્યું, અને તે સ્વરૂપ અને તે પ્રગટ કરવાનું સાધન જગતની આગળ જાહેર કર્યું, ત્યારથી જગતમા દર્શનની પ્રવૃત્તિ થઇ અને તે દર્શન નિર્વિકાર હોઇ પરમ શુધ્ધ હતુ, છતા તેનાથી ભિન્ન ભિ ા દર્શનાતરો કેમ થયા? તથા તે શુધ્ધ દર્શનમા પણ મતાતરો કેમ ઉત્પન્ન થયાં? અર્થાત્ તે દર્શનાનરો અને મતાંતરોની ઉત્પત્તિમાં ઉપર જણાવ્યા પ્રમાણે ક્રોધાદિક અને સ શયાદિકોએ મુખ્ય ભાગ ભજવ્યો છે જેવી રીતે અન્ય બાબતોમાં ક્રોધાદિક અ ા સ શયાદિક અસ્તવ્યસ્ત કરનારાં થાય છે, તેવી રીતે આ ત પશ્ચર્યારૂપ મહાગુણની બાબતમાં પણ તે તપસ્યા મોક્ષનુ પ્રબળ સાધન ગણાવાથી તેમાં પણ તે તપસ્યા મુખ્યતાએ કષ્ટપ્રધાન હોવાથી તે કષ્ટથી ડરનાવાળાઓએ તે તપસ્યાને પણ સ્વરૂપથી બગાડી દેવા

પ્રયત્ન કર્યો, અને તેના પરિણામમાં તે અગાઉ ક
નારાઓએ પોતાને અને પોતાને અનુસરનારાઓ
ધર્મી તરીકે ખપાવવા માથે ધર્મનેજ ધક્કો મારવા
પોતાનો પુરુષાર્થ ફોર યો, અને તેવા વર્ગે વર્તમા
જમાનામાં પોતાને અધ્યાત્મી તરીકે જાહેર કરે
શાસ્ત્રદષ્ટિએ અને શબ્દાર્થદષ્ટિએ વિચાર કરતા કેવલ
અને વીતરાગતાસ્વરૂપ આત્માની પ્રગટ દશા મા
જ્ઞાનાચારાદિ પાંચે આચારોમાં પ્રવૃત્તિ કરવી તેનુ નામ
અધ્યાત્મ એવુ છે, છતાં તે વર્તમાનકાલના અધ્યા
ત્મવાદીઓએ જ્ઞાનાચારાદિ પાચ આચારોથી દૂર રહી
આત્માની દ્રવ્યગુણપર્યાયોની વાતોને નામે અધ્યાત્મજ્ઞાની
શબ્દ જાહેર કર્યો છે દુનિયામા આધ્યાત્મજ્ઞાની તરીકે
જાહેર થએલા લોકોને નથી તો કરવા ત્રિલોકનાથ
તીર્થંકરની મૂર્તિનાં દર્શન, નથી તો કરવી ત્રિલોકનાથ
તીર્થંકરની મૂર્તિની પચોપચાર અષ્ટોપચાર કે સર્વો
પચારવાળી વિઘ્નોપશમિની સર્વાર્થસાધિની કે સર્વતો
ભદ્રા જેવી મહાપૂજાઓ, નથી કરવા સ્નાત્રાદિક મહો
ત્સવો, નથી પ્રવર્તાવવી ભગવાનની મૂર્તિની નિષ્પત્તિ,

ભગવાન્ જિનેશ્વરના ભવ્ય જીવોને મહોદય કરનારાં ચૈત્યોની પ્રતિષ્ઠા કરવી નથી, ચૈત્ય કે તીર્થોના જીર્ણોદ્ધારો કે નવી સ્થાપના કરવી નથી, ભગવાન્ જિનેશ્વર દેવોના કલ્યાણકોથી પવિત્ર થએલી તીર્થભૂમિઓ ફરસવી નથી, તેની યાત્રા કરવી નથી, તે તીર્થોના યાત્રા માટે સંઘો કાઢવા નથી, તે સંઘની સાથે યાત્રામાં જવું નથી, તેવા સંઘોના ભક્તિ, સત્કાર કે સન્માન કરવા નથી, યાવત્ તે અધ્યાત્મવાની તરીકે જાહેર થએલાની મતિ અને જિહ્વા તેવાં સત્કાર્યો કરનારાઓની પ્રશંસા કરવા પ્રવર્તતી નથી, ઉપધાન, ઉજમણા, મહોત્સવ, સાધર્મિક વાત્સલ્ય કે ગુરુમહારાજના પ્રવેશ મહોત્સવાદિ શાસન ઉન્નતિ કરવા સાથે આત્મકલ્યાણને કરવાવાળાં કાર્યો તો તેઓને તીવ્ર અરુચિને પેદા કરવાવાળા હોઇ હાંસી કે ટીકાનું સ્થાન બને છે વળી તેવા અધ્યાત્મ વાદી તરીકેનું ડોળ કરનારાઓ સામાયિક, પૌષધ, પચ્ચક્ખાણ, વ્રત, નિયમ, જપ, તપ વિગેરે આત્મ કલ્યાણને સાધનાર અનુષ્ઠાનોથી પોતે દૂર રહેવામાં અને પોતાના ભક્તોને તેવા સામાયિકાદિ કલ્યાણ કરના

અનુષ્ઠાનોથી દૂર રાખવામાંજ પોતાના અધ્યાત્મવાની કસોટિ ગણાય છે એટલુંજ નહિ પણ જે ભવ્યાત્માઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રના આચારોમાં પ્રવૃત્તિ કરે છે, તેઓને તે જ્ઞાનાચારાદિના આચારોથી ખસેડવાનુંજ તેઓનું સાધ્યબિંદુ હોય એમ જણાય છે

## અનન્તી વખત પ્રાપ્તિનો ખુલાસો

કેટલાક જાહેર થએલા અધ્યાત્મવાદીઓ બીજા ભવ્યાત્માઓને સદાચારથી દૂર કરવા માટે એમ ઘણી વખત ખુલ્લા શબ્દોથી જણાવે છે કે આ બધી જ્ઞાનાચારાદિકથી માંડીને ચારિત્રાચાર સુધીની ક્રિયા સંસારના દરેક જીવે અનંતી વખત કરેલી છે અને તેવી ક્રિયાઓ કરતાં ઓઘા અને મુહપત્તિના તથા ચરવળા અને કરવા સણના મેરૂપર્વત કરતાં પણ મોટા મોટા ઢગલાઓ થએલા છે, છતાં આત્માને સિદ્ધિની પ્રાપ્તિ થઇ નહિ જો કે આ હકીકત શાસ્ત્રથી વિરૂદ્ધ નથી કેમકે શાસ્ત્રોમાં દરેક જીવને અનંતી વખત દેશવિરતિ અને સર્વવિરતિની ક્રિયા પ્રાપ્ત થઇ છે એમ સ્પષ્ટ શબ્દોમાં જણાવેલું છે, અને તેજ ક્રિયાના પ્રતાપે દરેક જીવ અનંત વખત

નવગ્રૈવેયક સુધીના દેવલોકમાં જઇ આવેલો છે, પણ શાસ્ત્રોનું આ કથન દેશવિરતિ અને સર્વવિરતિના અનાદર કે અરૂચિને માટે નથી, પણ સમ્યક્શ્રધ્ધાનરૂપ સમ્યગ્દર્શનપૂર્વક દેશવિરતિ અને સર્વવિરતિના આદર માટે છે, પણ આ કહેવાતા અધ્યાત્મવાદીઓ તો તે તીર્થંકરોએ પ્રરૂપેલા અને ગણધરોએ ગુંથેલા સૂત્રોના અર્થને યથાસ્થિતપણે જાહેર કરી તે દ્વારાએ સમ્યગ્દર્શનપૂર્વકના સદાચારની વૃદ્ધિ ન કરતા, તે સૂત્રના એકજ અનંતી વખત પ્રાપ્ત થવાના અંશને ભદ્રિક જીવોની આગળ વારવાર જાહેર કરી, તે સમ્યગ્દર્શન પૂર્વકની દેશવિરતિ કે સર્વવિરતિ ક્રિયાનો નાશ કરાવવાજ પ્રયત્ન કરે છે આ સ્થાને તે કહેવાતા અધ્યાત્મવાદીઓ કે તે ભદ્રિક જીવો અને પણ એમ વિચારતા, બોલતા કે જાહેર કરતા જણાતા નથી કે આ જીવે કેટલા ભવોમાં ન્યાયથી કે અન્યાયથી ધન, ધાન્યાદિક મેળવ્યા, સ્ત્રી આદિ પરિવાર મેળવ્યો અને વધાર્યો, શરીરો પણ બાંધ્યા અને સાચવ્યાં ! જો તે કહેવાતા અધ્યાત્મવાદીઓ અને તેના શ્રોતા ભદ્રિક જીવો મધ્યસ્થ દૃષ્ટિથી

નુસારે જુએ તો તેઓને સ્પષ્ટ માલમ પડે કે તે દેશ વિરતિ અને સર્વવિરતિની પ્રાપ્તિની અનંત સંખ્યા કરતાં આ ધનધાન્ય, સ્ત્રીપરિવાર, અને શરીરસંબંધ અનંતપણાની સંખ્યા અનંતગુણી છે તો તેઓએ વિચારવુ જોઇએ કે આ અનંત કરતાં પણ અનંતગુણી વખત મળી ગએલા છતાં આત્માને એકલા પાપના પોટલામા રહીને સર્વથા છોડી દેવા પડેલા અને તે ધન, ધાન્ય, સ્રીપરિવારના ઉપાર્જન સંબંધ અને પાલન, રક્ષણ વિગેરેમાં મેળવેલા પાપના પોટલાના પ્રતાપે તે ધનધાન્યાદિ ચાલ્યા ગયા છતા પણ દરેક જીવને નરક, નિગોદ વિગેરેમા રખડવુ પડયુ તો હવે બીજુ કાંઈ ફળ ન મળે તેવુ હોય તો પણ તે નરક અને નિગોદ વિગેરેમાં રખડાવનાર એવા ધન ધાન્યાદિનો કે સ્રીપરિવારનો સંબંધ ત્રિવિધ ત્રિવિધે વોસરાવવોજ જોઇએ પણ આવો વિચાર કે ઉચ્ચાર અધ્યાત્મજ્ઞાનના આડંબરીઓને કે તેના ભકતોને હોતો હોય કે થતો હોય એમ જણાતુ નથી, કેમકે જો તેઓને તેવો વિચાર આવતો હોય, કે તેઓનો તેવો ઉચ્ચાર

તો હોય તો તેના ભકતો આત્મકલ્યાણ કે સદ્‌ગતિ
ાટે નહિ તેપણુ માત્ર નરક, નિગોદાદિના નિવારણ
ાટે પણ તે ધનધાન્ય અને સ્ત્રીપરિવારાદિનો ત્યાગ
રવા કટિબદ્ધ થાય દરેક જીવે અનાદિ ભવચક્રમાં
અનતા અનત ભવો કરેલા છે અને જ્યાં સુધી અક્ષય
સુખમય અ યાબાધપદની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી
નરકાદિ ચારે ગતિઓમાથી કોઇપણુ ગતિમાં દરેક
જીવને જવાનુ તો હોયજ છે જો તે જીવ ધનધાન્યા
દિના સમ્રહાદિ તરફ પ્રવર્તે તો નરક, નિગોદાદિ
દુર્ગતિમા જાય અને જો તે જીવ આત્મકલ્યાણુની
બુધ્ધિથી નહિ પણુ માત્ર માન, પૂજા, દેવલોક કે રાજા,
મહારાજાદિપણાને પ્રાપ્ત કરવાની ઇચ્છાએ જો દેશવિરતિ
કે સર્વવિરતિની ક્રિયા કરે તો નવમા ગ્રૈવેયક સુધીના
દેવોમા દેવપણાની પ્રાપ્તિ કરે આ વસ્તુ વિચારતા
સ્પષ્ટપણે માલમ પડશે કે જે ભોગોએ અનતાઅનતી
વખત સદ્‌ગતિ મધ્ર કર્ટ દુર્ગતિ આપેલી છે, તેવા
ભોગો તરફ દષ્ટિ કરવી તે પણ સમજુને છાજે એવી
નથી, અને જે દેશવિરતિ અને સર્વવિરતિની પણ

અનત વખત દુર્ગતિનું નિવારણ કરીને સદ્‌ગતિ પ્રાપ્ત કરાવી છે તે ક્રિયાથી તો મમજુ મનુષ્ય એક ક્ષણવાર પણ દૂર રહે નહિ, પણ તે કહેવાતા અધ્યાત્મવાદીઓને તો જે ધનધાન્યાદિના સંબધથી અનતાઅનતી વખત નુકસાન થયુ છે તેની પ્રવૃત્તિ તો છોડવી નથી અને જે ક્રિયાએ અનતી વખત દેવલોકાદિરૂપ સારૂ ફળ મેળવી આપ્યુ છે, તે ક્રિયાને છોડવા છોડાવવા તૈયાર થવુ છે, અને તે પણ ક્રિયાનું છોડવુ છોડાવવુ જિનોકનાથ તીર્થંકરોના ઉપર સૂચવેલા વચનને અનુસારે જ્યારે કરવામાં આવે છે ત્યારે તો ઉન્માર્ગની કોઈ હદજ રહેતી નથી

**મોક્ષના આશયથી કલ્યાણ**

આ સ્થાને કોઈ મધ્યસ્થ દૃષ્ટિવાળો મનુષ્ય એવી શકા જન્મ આપે કે તે અનત વખત ગ્રૈવેયકપ્રાપ્તિના સૂત્રોનો કહેવાતા અધ્યાત્મવાદીઓ દુરૂપયોગ કરે છે એમ માનીએ તોપણ એટલુ વિચારવાની તો અવશ્ય જરૂર છે કે દરેક જીવને અનતી વખત દેશવિરતિ અને સર્વવિરતિની ક્રિયા પ્રાપ્ત થઈ છે, છતા અવ્યાબાધપદની પ્રાપ્તિ થઈ નથી અને તેથી તે અવ્યાબાધપદની પ્રાપ્તિ માટે તે

વિરતિની ક્રિયાની જરૂર નથી એમ કેમ નહિ? અર્થાત્ જે ક્રિયાએ અનતી વખત આ જીવમા સ્થાન કરી અવ્યાબાધપદને મેળવી આપ્યુ નથી, તે અવ્યાબાધપદની ઇચ્છાએ તે ક્રિયાઓ (દેશ કે સર્વથી વિરતિ રૂપ) કરવી તેમા બુદ્ધિમત્તા કહેવાય કેમ? આવી રીતે થતી શકાના સમાધાનમાં સમજવાનું કે જેમ અનતી વખત પ્રાપ્ત થએલી ક્રિયાએ જીવને સિદ્ધિની પ્રાપ્તિ કરી નથી એમ સૂત્રો જેમ પ્રતિપાદન કરે છે, તેમજ એ પણ પ્રતિજ્ઞાને પ્રતિપાદન કરે છે કે અનાદિ કાળથી આ સસારમાંથી જે અનત જીવો મોક્ષ પ્રાપ્ત કરી શકયા છે, તથા જે વર્તમાનમા પ્રાપ્ત કરે છે, અને ભવિષ્યમાં જે જે જીવો મોક્ષને પ્રાપ્ત કરશે, તે સર્વ જીવો ચારિત્રના પ્રતાપેજ મોક્ષને પ્રાપ્ત કરી શકયા છે, કરે છે અને કરશે કેટલાક જીવો ભાવચારિત્ર પ્રાપ્ત કરી ત્યાગરૂપ દ્રવ્યચારિત્રમાં પણ દાખલ થએલા હોય છે, ત્યારે કેટલાક જીવો ભાવ-ચારિત્રવાળા હોય ત્યાગરૂપ દ્રવ્ય ચારિત્રલેવામાં તલ્લીન હોય છે અને તેસ જીવોજ મોક્ષપદને પ્રાપ્ત કરી શકયા છે, કરે છે અને કરશે કોઈપણ કાળે કોઈપણ જીવ ધ(

મ યોગે ધાન્યને જન્મ ! આપે તોપણ ઘાસને તો સારા પ્રમાણમાજ જન્મ આપે છે, અ! તેવી રીતે ગાગ પ્રમાણમા ઘાસો પણ જન્મ આપનાર જમીન આ! વર્તમાન નિષ્ફળ ગણી શકાએ નહિ તેવી રીતે મોક્ષ પ ની પ્રાપ્તિ ll ઇચ્છારૂપ બીજના વાવેત ના અભાવે મોક્ષને નહિ આપતાં પણ જે ચારિત્ર ત્યાગ કે ક્રિયા અનત વખત ગ્રૈવેયકને પ્રાપ્ત કરાવે છે તે ચારિત્ર ત્યાગ કે ક્રિયાને નિષ્ફળ ગણાવના કે તેમ ગણાવી તેના ત્યાગ કરાવના કોઇપણ સમજુ મનુષ્ય તૈયાર થાય નહિ, એટલે કે અનતી વખત કરેલી ક્રિયાથી મોક્ષપ્રાપ્તિ નથી થઇ તેમાં તે ક્રિયાનુ અયોગ્યપણું નથી પણ તે ક્રિયાની સાથે જોઇતુ મોક્ષઇચ્છારૂપી કારણ્ નહાતુ મળ્યુ તેથીજ મોક્ષની પ્રાપ્તિ થઇ નથી, માટે સુજ્ઞ જીવોએ તે ચારિત્ર ત્યાગ કે ક્રિયા પૂર્વકાળની માફક અનત તીન લાગ ણીથી આદરમા રાખી મોક્ષપ્રાપ્તિની ઉત્કટ માર્ગે વધવાની જરૂર છે, અને શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કે મોક્ષની પ્રાપ્તિ કરવા માટેજ જે ચારિત્ર, ત્યાગ કે ક્રિયા દેશ કે સર્વથી કરવામાં આવે તે આઠ ભવની અદર જરૂર

મોક્ષ આપે છે આજ વાત સમ્યગ્દર્શન, જ્ઞાન કે ચારિત્રની જઘન્ય આરાધનાથી પણ આઠમે ભવે મોક્ષ થાય છે એવું શ્રીભગવતીજી આદિ શાસ્ત્રોનું કથન ખુલ્લી રીતે માગીત કરે છે અર્થાત્ એ નુ નિશ્ચિત છે કે મોક્ષપદની પ્રાપ્તિ માટે કરણી ચારિત્ર કે ત્યાગની ક્રિયા મોક્ષની પ્રાપ્તિ કર્યા શિવાય રહેતીજ નથી માટે મોક્ષના અર્થી જીવોએ ચારિત્ર ત્યાગ કે ક્રિયામાં સર્વદા પ્રવૃત્ત રહેવુજ જોઇએ

## લાંઘણ ક્રિયા કહેનારને જવાબ

ઉપર જણાવેલા વર્તમાનના અધ્યાત્મવાદીઓ જ્યારે ધન વ્યયથી સાધ્ય અને સામાન્ય દેહ મ। માત્રથી બની શકે એવા દાન અને શીલ ધર્મથી અધ્યાત્મને નામે જ્યારે દૂર રહે છે અને ભદ્રિક જીવોને ભરમાવીને દૂર રાખે છે ત્યારે અત્યંત કષ્ટસાધ્ય એવા તપથી તેઓ દૂર રહે અને રાખે તેમાં આશ્ચર્યજ શું ? કેટલીક વખત તો તે અધ્યાત્મવાદીઓ તપરૂપી ધર્મ તરફની અરૂચિ જાહેર કરતા તે તપને લાંઘણક્રિયા તરીકે કે તરીકે જણાવતા પણ ડરતા નથી તે અધ્યા

ધ્યાનમાં પણ નથી આવતુ કે શ્રીજિનેશ્વર મહારાજના શાસનના શ્રવણથી કે તે શ્રવણ કરવાવાળાઓના પરિચયથી આત્મકલ્યાણ કે સદ્‌ગતિને માટે અથવા સામાન્ય કલ્યાણદૃષ્ટિથી સૂત્રમાં કહેલી તપસ્યાને ફરી તેને જે લાંઘણક્રિયા કહે તે મનુષ્યો આગામી ભવોમાં એવુ મજબૂત અંતરાયકર્મ ઉદય આવે કે જેના પ્રતાપે તે બિચારો મોક્ષના માર્ગને શ્રવણ કરવા, આચરવા કે અનુમોદવા જેટલુ પણ સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરી શકે નહિ દરેક વાચકોએ એ વાત તો જાણેલી હશેજ કે જે મનુષ્ય જે ગુણની ઉપર દ્વેષ નિહ્નવ કે માત્સર્યાદિક કરે, તે જીવ તે ગુણને ભવાંતરે પણ પામી શકે નહિ તો પછી ત્રિલોકનાથ તીર્થંકરોએ જે તપસ્યાનો ઉપદેશ મોક્ષને માટે જરૂરી તરીકે જણાવ્યો છે અને ખુદ્ પોતે મોક્ષની સિદ્ધિ માટે તીવ્રતમ તપસ્યાનો આદર કરેલો છે, તેવી તપસ્યાને લાંઘણ તરીકે જણાવી તે કેવળ તપસ્યાનાજ દ્વેષાદિ તરીકે નહિ, પણ ખુદ્ ત્રિલોકપૂજ્ય ભગવાન્ તીર્થંકરોના પણ દ્વેષાદિ તરીકે સમજવા જો કે લાંઘણક્રિયા હોય તોપણ તે સર્વથા વર્જવા જેવી

તો નથીજ, કેમકે જેને આત્મકલ્યાણની ભાવના નથી, સદ્ગતિની અભિલાષા નથી, અને જિનેશ્વર મહારાજે મોક્ષ અને સદ્ગતિની પ્રાપ્તિ માટે આ કહેલુ છે, એવી ભાવના જેને ન હોય, અને ખાવા ઉપરજ જેનું મન રાખી તપસ્યામાં ચોટી રહ્યુ હોય, ખાવાના સાધનોને ખોળતો હોય ખાવાને માટેજ ફાંફાં મારતો હોય, તેવા મનુષ્યનું અભોજન તેજ લાંઘણક્રિયા કહેવાય અર્થાત્ તપ કરવાની બુદ્ધિ કે ઇચ્છા વગર અને ખાવાનીજ બુદ્ધિ અને ઇચ્છા છતા ભોજનાદિ ન મળવાથી જે ભૂખ્યુ રહેવુ પડે તેનુ નામ લાંઘણક્રિયા છે તેવી પણ લાંઘણક્રિયા ...ામનિર્જરાને તો જરૂરજ ઉત્પન્ન કરે છે જો કે ...પણ તપસ્યા કરનારા તેવા જૈનદર્શનમા તો હોતા ...ી, પણ જૈનેતર દર્શનોમાં પણ તેવી રીતે લાંઘણક્રિયા ...નો મભર છે, છતાં પણ તે જૈનેતર દર્શનોમાં પણ ...ની લાંઘણક્રિયારૂપ તપસ્યા નિર્જરાને તો જરૂરજ કરે ..., અને તેથીજ આચાર્ય મહારાજ ઉમાસ્વાતિજી ...કામ નિર્જરા અને બાલ તપસ્યાને દેવલોકના ...પ્તિવાના સાધન તરીકે જણાવે છે તે વત

અધ્યાત્મવાદીઓએ ખ્યાલમાં રાખવું જોઇએ કે લાખણ ક્રિયા જેવી પણ તપસ્યા સાક્ષાત્ અકામનિર્જરા કરાવનાર અને પરંપરાએ ધર્મપ્રાપ્તિના સંયોગો મેળવી સકામ નિર્જરાના પ્રસંગોને મેળવી આપનાર થાય છે એમ શાસ્ત્રમાં જણાવેલા સ્કંદમુનિ શિવકુમાર વિગેરેના દૃષ્ટાંતોથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે જો કે ભગવાન્ હરિભદ્ર સૂરિ મહારાજ તો પ્રત્યાખ્યાનને ઉદ્દેશીને એમ સ્પષ્ટ જણાવે છે કે આ જિનેશ્વર મહારાજે કહેલું છે આવી ભક્તિથી જે પચ્ચક્ખાણ કરવામાં આવે તે પચ્ચક્ખાણ કદાચ તૂટી પણ જાય તોપણ તે તૂટવાથી થએલું દ્રવ્યપચ્ચક્ખાણ ભવિષ્યમાં ભાવપચ્ચક્ખાણ લાવી આપે છે આ વસ્તુ વિચારનારો મનુષ્ય જૈન શાસનમાં કહેલા કોઇપણ તપધર્મને લાભક્રિયા તરીકે જણાવી શકે નહિ અર્થાત્ જૈનશાસ્ત્રમાં વર્ણવેલા વ્રત નિયમ અને તપ વિગેરે કોઇ દિવસ પણ અકામ નિર્જરા કરવાવાળા છે એમ કહી શકાયજ નહિ વર્તમાન યુગના અધ્યાત્મવાદીઓએ ખ્યાલમાં રાખવાનું છે કે જૈનશાસ્ત્રમાં કહેલી દરેક ક્રિયા મોક્ષને અનુસરવાવાળી હોય મહોદયને

કરનારાણી છે, અને અન્ય દર્શનની તપસ્યા પણ અકામ નિર્જરાદ્વારાએ સદ્દગતિ અર્પણ કરી ધર્મસામગ્રી પ્રાપ્ત કરાવવાદ્વારાએ અકામનિર્જરામા જોડનારજ છે, છતા તે તપસ્યાના પરિહારથી ચોવીસે કલાક જાનવરની માફક ભક્ષણક્રિયા કરવામા પર્વ કે તિથિનો ધ્યાન નહિ રાખતા નિર્વિકલ્પપણે હમેશા વર્તવામાં ભક્ષ્ય, અભક્ષ્ય કે પેય, અપેયનો વિભાગ નહિ સમજતા કે નહિ ધારતા અવિરતિ મિથ્યાદૃષ્ટિપણામા વર્તવામાજ કોઇપણ પ્રકારે કલ્યાણનુ બુદ પણ હોય તેમ સમજવુ નહિ એવી રીતે ભોગ, ઉપભોગમાં સ્વચ્છદપણે વર્તવાથી અનતા- જીવાએ દુર્ગતિજ મેળવી છે ભોગ ઉપભોગના રસિક કોઇપણ જીવે સદ્દગતિ મેળવી નથી, મેળવતો નથી અને મેળવશે પણ નહિ સૂક્ષ્મ એકેદ્રિયપણાથી આ જીવનું જે આગળ વધવુ થએલુ છે તે અકામ નિર્જરાના પ્રતાપેજ છે જો અકામ નિર્જરા ન થઇ હોય તો કોઇ પણ સૂક્ષ્મ એકેદ્રિયપણામાંથી બહાર આવતજ નહિ અને તો પચેદ્રિયપણામાંથી આગળ સઘી પ આવવાનો તો સભવજ રહેત નહિ

શાસનમાં કહેલાં અનુષ્ઠાનો આત્મકલ્યાણને કરનારા છે, અકામ નિર્જરા પણ સદ્‌ગતિ આપવા દ્વારાએ આત્મ કલ્યાણની સિધ્ધિ કરનાર છે પણ ત્યાગના તિરસ્કાર પૂર્વક ભોગોપભોગની રમિકતા એ કોઇ પણ જીવને કોઇ પણ કાળે ફાયદો કરનારી થઇ નથી થતી નથી અને થશે પણ નહિ, માટે મોક્ષનું પ્રબળ સાધન અને આત્મકલ્યાણનો હેતુ એવી તપસ્યાને લાંઘણક્રિયાના નામે નહિ ઉડાવતાં તેમાં પ્રવૃત્તિ કરવી અને કરાવવી એજ હિતકર છે

## તપ એ અજ્ઞાન ક્રિયા કેમ કહેવાય ?

વળી કેટલાક વર્તમાન અધ્યાત્મવાદીઓ મોક્ષના પ્રબળ સાધન તરીકે અને સર્વ સંપત્તિમય અવસ્થાના મૂળ હેતુ તરીકે શાસ્ત્રકારોએ સ્પષ્ટ શબ્દોમાં જણાવેલી તપસ્યાને અજ્ઞાનક્રિયા તરીકે ઓળખાવી પોતે મથમ જેવા ઉપકારક એવા તપરૂપી મોક્ષમાર્ગથી ચ્યુત થઇ એટલા માત્રથી ન સંતોષ પામતા અન્ય ભદ્રિક જીવોને પણ તે તપસ્યાને અજ્ઞાનક્રિયા તરીકે ગણાવી ચ્યુત કરે

પ્રથમ તો તે અધ્યાત્મવાદીઓએ એ વિચારવાની

જરૂર છે કે અન્ય આત્મા સબંધી તેઓને એવું કયુ જ્ઞાન થયુ કે જેથી તે તપસ્યાને આદરનાર મહાનુભાવો ભવચક્રમા ભ્રમણ કરાવનાર એવા કર્મકટકના પજાને તોડતા માગતા નથી કે માનતા નથી, કેમકે શાસ્ત્રકારો તો સ્પષ્ટ શબ્દોમા જણાવે છે કે સસારચક્રમા પરિભ્રમણ કરાવનાર બીજુ કોઇ નથી પણ કર્મજ છે, અને તે કર્મનો ક્ષય કરવા માટે શાસ્ત્રમાં કહેલી જે કોઇ પ્રવૃત્તિ થાય તેને જ્ઞાનયુક્ત ક્રિયા ગણવી અન્ય આત્માઓ કર્મક્ષયને માટે તપસ્યા નથી કરતા, અને તેથી તે અજ્ઞાન ક્રિયાજ છે એમ કહેવાની તાકાત તેઓજ સત્ય રીતિએ ધારણ કરી શકે કે જેઓ અન્ય આત્મામાં રહેલા પરિણામને એટલે અન્ય જીવોની ચિત્તવૃત્તિને જ્ઞાનથી જાણી શકતા હોય, અને તેવો બીજાની ચિત્તવૃત્તિના જ્ઞાનને જાણવાનો અભાર તો કાંઇક અંશે પણ તપને આદરનાર જીવોમાંજ હોય શ્રી નદીસૂત્રકાર દેવવાચકગણિ ક્ષમાશ્રમણજી પણ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે અને સૂચવે છે કે અવધિ આદિ જ્ઞાનો કે જે પરચિત્તની વૃત્તિને જાણનારાં છે, તે દેશ કે સર્વથી વિરતિરૂપ ચાર

પ્રાપ્ત કરનારા હોવા સાથે તપસ્યારૂપી ગુણમા દિન પ્રતિદિન કટિબદ્ધ થનારા હોય કોઇ પણ સૂત્ર શાસ્ત્રે કે ગ્રથમા એવુ એક પણ વાક્ય નથી કે જેનો અર્થ કે ભાવાર્થ એવો થાય કે તપસ્યાને લાંઘણક્રિયા કહીને કે અજ્ઞાન ક્રિયા જણાવીને તપરૂપી પ્રકૃષ્ટગુણ તરફ અરૂચિ ધારનારો તથા અન્ય ભદ્રિક જીવોને ભરમાવીને તેવી અરૂચિ ધરાવનારો થઇ ખાનપાન ગાનતાનમા મસ્ત થઇ વિકથાના વમળમા વહેતો જીવ અવધિ આદિ જ્ઞાનોને પામી શકતો હોય અને જ્યારે તેવા વર્તમાન અધ્યાત્મવાદીઓને અન્ય તપસ્યા કરનાર મુમુક્ષુ જીવોના પરિણામને જાણવાનુ જ્ઞાન છે નહિ અને તે હોવાનો દાવો કરી શકે તેમ નથી તો પછી મુમુક્ષુ જીવોના તપરૂપી પ્રકૃષ્ટગુણને કે સામાન્ય તપને તેઓ અજ્ઞાનક્રિયા તરીકે જણાવે તે મોક્ષાર્થી જીવોએ માને પણ ધરવુ લાયક નથી વર્તમાન અધ્યાત્મવાદીઓની અપેક્ષાએ ત્રિલોકનાથ ઋષભદેવાદિક ચોવીસે તીર્થંકરો, સર્વલબ્ધિ સંપન્ન શ્રી ગૌતમ આદિ ગણધરો અનુપમ બાહુબળથી ચક્રવર્તીને ચકિત કરનારા શ્રી

શાલિભદ્રજી આદિ મહામુનિઓ, ચક્રવર્તીની ઋદ્ધિને પણ પાપના પોટલા તરીકે ગણી તેના પરિહાર કરવાને પ્રવ્રજ્યા લેતા ઉત્સુક થએલી સુંદરી આદિ મહાસતીઓ અન્ય ધર્મમાં જન્મ લીધા છતાં તેજ અન્ય ધર્મના પ્રેરકાણથી અન્ય ધર્મની પરિવ્રાજકપણાની દીક્ષા અંગીકાર કરી છતાં ત્રિલોકપૂજ્ય શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજાની છત્રછાયા તળે જેઓએ શ્રમણ નિર્ગ્રંથોની પ્રવ્રજ્યા અંગીકાર કરી અંબડ સ્કંધકાદિ મહર્ષિઓ, લાખ વર્ષ જેટલી લાંબી મુદત સુધી અખંડિતપણે માસખમણ માસખમણની તપસ્યા કરનાર નંદનકુમારાદિ ભાવિ તીર્થંકર થનારા જીવો વિગેરેએ આ તપરૂપી મહાગુણની આરાધના કેટલી બધી કરી છે કે જે જૈનના એક બચ્ચાથી પણ અજાણી નથી તો એ સર્વ પરમપૂજ્ય મહાત્માઓને આ વર્તમાન આધ્યાત્મવાદીઓ અજ્ઞાન ક્રિયાવાળા કહેતાં શરમાતા નથી એ ખરેખર ભયંકર છે

**જ્ઞાનીને તપની જરૂર**

વળી જેઓ તપસ્યાને અજ્ઞાન ક્રિયા તરીકે નહિ કહે। જ્ઞાની પુરુષોને તપની જરૂર નથી એમ

જણાવી ભવ્ય જીવોથી કરાતા તપમા અંતરાય કરવાને તૈયાર થાય છે પણ તે કેટલાક વર્તમાન અધ્યાત્મવાદીઓ કે તેના અંધભક્ત શ્રોતાઓ એટલુ પણ વિચારતા નથી કે પ્રતિવર્ષ બહુ રતાએ મર્ક્ષેત્રમાં વંચાતા શ્રીકલ્પસૂત્રમાં ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન્ મહાવીર મહારાજની ઘોરાતિઘોર ૭ ૭ માસના ચૌવિહાર ઉપવાસ સુધીની તપસ્યા બાળકો અને બાઈડીઓ પણ સાભળવાથી જાણી શકી છે, તો તેવી સાડાબાર વર્ષ સુધી અનેક પ્રકારના પરિષહ, ઉપસર્ગ સહન કરવા સાથેની શ્રમણ ભગવાન્ મહારાજની ઘોરાતઘોર તપસ્યા શુ તે ત્રિલોકનાથ તીર્થંકરની જ્ઞાની દશામા ખામી જણાવનાર છે! વાસ્તવિક રીતિએ તપાસીએ તો જેઓ આત્મા અને કર્મના સંજોગને જાણનાર હોઇ ખાચા જ્ઞાની તરીકે થા હોય, તેઓએ તો ભવારણ્યમાં ભમાડવાની ક્રિયામાં કુટિલતા કરનાર કર્મના પંજાને તોડવા માટે તપસ્યા આદરવાની પ્રથમ નમ્બરે જરૂર છે યાદ રાખવુ કે ત્રિલોકનાથ તીર્થંકર શ્રમણ ભગવાન્ મહાવીર પહેલા ભવથીજ સમ્યગ્દર્શનને સાથે લઇનેજ આવેલા હતા

અત્યંત શુદ્ધ અને મહાન્ એવા મતિ, શ્રુત અને અવધિ એવા નામના ત્રણ નહિ પડવાવાળા એટને અપ્રતિપાતિ જ્ઞાનોને તેઓ ધારણ કરવાવાળા હતા એવી રીતે જે તપસ્યાને પૂર્વ ભવથી સમ્યગ્દર્શન લાવવાવાળા અને અપ્રતિપાતિ ત્રણ જ્ઞાનને ધરાવનારા ત્રિલોકનાથ તીર્થંકરે તે સિવાય મોક્ષપ્રાપ્તિ નહિ થવાને લીધે મોક્ષપ્રાપ્તિ માટેજ આદરી તેવી તપસ્યાને જ્ઞાનીઓનું કર્તવ્ય નથી એવી રીતે જણાવનારા કેટલુ બધુ એટલું જુઠું બોલી ભદ્રિક જીવોને ભમાવે છે તે વાચકો સ્પષ્ટપણે સમજી શકશે વળી એ વાત એ પણ ધ્યાનમા રાખવાની છે કે જે વખતે તીર્થંકર મહારાજાઓ તપસ્યાનો આદર કરે છે તે વખતે તે મહાપુરુષોને મતિઆદિ ત્રણ જ્ઞાનોની સાથે ચોથુ વિપુલમતિ નામનુ અપ્રતિપાતિ મનપર્યવ નામનુ જ્ઞાન થાય છે અને તેવા શુદ્ધતમ ચાર જ્ઞાનને ધારણ કરનારા છતા પણ જે તીર્થંકર દેવો તપસ્યા એ મોક્ષનુ સાધન હોવાથી તેને આદરવા કટિબદ્ધ થાય છે વળી એ પણ ધ્યાનમા રાખવુ છે કે ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનો જેમ

મમ્યગ્દર્શનવાળા, ત્રણ જ્ઞાનવાળા અને દીક્ષાકાળથી ચા જ્ઞાનવાળા હોવા સાથે તેજ ભવમા મોક્ષે જવાની દશા વાળા હતા, તો હવે જેઓને તેજ ભવે મોક્ષે જવાનો નિશ્ચય છે અને મમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્રની અસત શુદ્ધ દશામા આરૂઢ થએલા હોવા સાથે દેવે દ્રો અને નરેન્દ્રોથી પૂજિત ચરણકમળોવાળા છે તેઓને પણ જ્યારે મોક્ષપ્રાપ્તિને માટે અને કર્મક્ષયને માટે તપસ્યાનો આદર કરવાની જરૂર પડી છે તો પછી અન્ય સામાન્ય દશામાં રહેના સામાન્ય જીવોને તે તપસ્યાનો આદર કરવો અત્યત જરૂરીજ છે

**આહારનાસ કલ્પ માનથી તપને ત્યજવુ યોગ્ય નથી**

જેવી રીતે કેટલાક વર્તમાનકાળના અધ્યાત્મવાદીઓ તપસ્યારૂપી ગુણને લાંઘણ અને અજ્ઞાનક્રિયાના નામે હલકી ચીતરી તેનાથી પોતે દૂર રહે છે અને ભ યછીવોને દૂર રાખે છે, તેવી રીતે કેટલાક તો તે તપસ્યાને લાંઘણ કે અજ્ઞાન ક્રિયાને નામે હલકી નહિ જ ચીતરતાં તપસ્યા કરનારની ક્ષાને આગળ કરી તપસ્યાને છોડાવવા પ્રયત્ન કરે છે સામાન્ય રીતે તપસ્યામાં સંપૂર્ણ રીતે નહિ રહેવાએલો મનુષ્ય જ્યારે

જ્યારે તપસ્યા કરે છે ત્યારે ત્યારે શરૂઆતમાં તે તે તપસ્યા તેને આકરી પડે તે સ્વાભાવિક છે, અને શરૂઆતમાં તે તપસ્યા આકરી પડવાને લીધે કદાચિત તે તપસ્યા કરનારાના પરિણામ ભોજનની ઇચ્છા તરફ જાય તો તે વાતને આગળ કરી તે અધ્યાત્મવાદીઓ તે ભોજનની કથંચિત થએલી ઇચ્છાને આર્તધ્યાનરૂપી મોટું રૂપ આપી, તે તપસ્યા છોડાવવા પ્રયત્ન કરે છે, પણ તે ફૂટ અધ્યાત્મવાદીઓએ એટલું પણ જાણ્યું કે વિચાર્યું નથી કે કોઈપણ શાસ્ત્રકારે અનશનાદિ તપસ્યાનો ત્રિવિધ ત્રિવિધ આદર કહેલોજ નથી, જો તે અનશનાદિ તપસ્યાનો ત્રિવિધ ત્રિવિધ આદર હોય તોપણ જેમ સામાયિકમાં મનનું દુષ્પ્રણિધાન થાય અને થવાનો સંભવ હોય તોપણ દ્વિવિધ, ત્રિવિધના ભાંગે એટલે મન, વચન કાયાથી કરવું નહિ કરાવવું નહિ, એવી રીતે કરાતું સામાયિક પણ કરવા લાયકજ છે અને તે મનના દુષ્પ્રણિધાન માત્રથી સામાયિક નહિ કરવાનું કહેવાવાળાને સ્પષ્ટ શબ્દોથી શાસ્ત્રકારોએ સન્માર્ગને અંગે ઉધ્ધા-ખોરા જણાવેલા છે, તો પછી માત્ર એકવિધ, એક વિધના

ભાગે એને કાયાથીજ ભોજન ન કરવુ, એટલા મ
ભાંગાથી લીધેલી અનશનાદિની તપસ્યાને જેઓ કદાિ
કથચિત થતી ભોજનાદિકની ઇચ્છાને મોહુ રૂપ આ
આર્તધ્યાન ગણાવી જેઓ છોડાવે તેઓની બુદ્ધિ બ
મારી ગએલી છે એમ ન કહેવુ તા બીજુ શુ કહે
વાચકોએ ધ્યાનમા લેવુ કે આવશ્યકનિર્યુક્તિકાર શ્રુ
કેવલી ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીએ સ્પષ્ટ શબ્દોમાં
આહારાદિક તપસ્યાના પચ્ચકખાણના એક વિધ, એ
વિધનોજ સદ્ભાવ છે એમ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યુ છે
અને તેથીજ ત્યા જણાવ્યુ છે અને સર્વ ગણમ
આચરાયુ છે કે તપસ્યાવાળો મનુષ્ય અન્યને આહાર
દિકના સ્થાનો બતાવે કે આહારાદિક લાવી આપે તો
તેને અશે પણ દૂષણ નથી ગણાયુ એટલુજ નહિ પણ
તે આહારાદિકના સ્થાન બતાવવા અને લાવી આપવાને
વૈયાવચ્ચ નામે મોટો અપ્રતિપાતિ ગુણ બતાવેલો છે,
એટલે કે અશનાદિ આહારનો જો કાયા માત્રથીજ ત્યાગ
ન હોત, અને દ્વિવિધ ત્રિવિધ કે વિવિધ, ત્રિવિધના
ભાંગે જો ત્યાગ હોત તો તે આહારાદિનુ સ્થાન બતા

વનાને તથા આહારાદિ દાનને તપસ્યાના વ્યાઘાતરૂપે જણાવી અનગુણરૂપે જણાવત, પણ વૈયાવચ્ચ નામના અપ્રતિપાતિ મહાગુણરૂપે જણાવી, આત્મા સાધક તરીકે જણાવતજ નહિ વળી કેટલાકો એમ જણાવે છે કે જ્યારે મનની આહારાદિકની કોઇપણ અભિલાષા રહે કે થાય તો તે મનદ્વારાએ કર્મબંધનું મોટું દ્વાર ખુલ્લું રહેવાથી માત્ર કાયાદ્વારાએ આહારાદિ ન કરવા રૂપ પચ્ચક્ખાણ રાખવું તેમાં ગુણ શો? આવું બોલવાવાળાએ પ્રથમ સમજવું જોઇએ કે પ્રથમ તો પચ્ચક્ખાણ માત્ર કાયાથી આહારત્યાગનુંજ છે, અને તેથી તે પચ્ચક્ખાણમાં મનની મહત્તા અને કાયાની અલ્પતા વિચારવા અસ્થાનેજ છે વળી સૂત્રકારોએ પચ્ચક્ખાણ લેવાના ઓગણપચાસ ભાગા કરણ અને યોગની અપેક્ષાએ જણાવેલા હોઇ, એક વિધ, એક વિધ શિવાયના એટલે કાયાએ ન કરું એ ભાગા શિવાયના ભાંગાઓ ન આવે અને તે એક વિધ એક વિધજ ભાગો આવે તો પણ તેમાં શાસ્ત્રકારોએ સંવર માનેલો છે જો કે આ સંવર શાસ્ત્રકારોએ પ્રાણાતિપાતાદિક

આશ્રવોને ઉદ્દેશીનેજ કહેલો છે પચ્ચક્ખાણ એટલે તપસ્યાને ઉદ્દેશીને તો માત્ર શાસ્ત્રકારોએ કાયાથી આહારાદિ ન કરવા એટલા માત્ર રૂપજ ભાગો ગ્રહણ કરવા યોગ્ય ગણ્યો છે તેથી જે પ્રાણાતિપાતાદિ પાપોમાં વિવિધ વિવિધ વિગેરે ઓગણપચાસ ભાગાએ પચ્ચક્ખાણ લેવાનું વિધાન કર્યું છે તેમાં પણ મન વચનથી કરવું કરાવવું અને અનુમોદવું તથા કાયાથી કરાવવું અને અનુમોદવું છુટું હોય અને તેની પ્રવૃત્તિ થતી પણ હોય તો પણ માત્ર કાયાથી પ્રાણાતિપાતાદિ ન કરવાના પચ્ચક્ખાણ કરવા એટલા માત્રને ગુણ અંતર તથા પચ્ચક્ખાણ તરીકે જણાવી શાસ્ત્રકારોએ જીવોને તે કર્તવ્ય તરીકે જણાવેલું છે, તો પછી જે તપસ્યામાં માત્ર કાયાથી આહારાદિના ત્યાગ કરવાનુંજ વિધાન છે તેવા પચ્ચક્ખાણ કે તપસ્યાને મનના મોકળા પણાના નામે દૂર કરાવે તેની અજ્ઞાનતાની હદ કઈ? વળી તે વર્તમાનના અધ્યાત્મવાદીઓ એટલું વિચારતા નથી કે તપસ્યાનો આદર કરવાવાળો મનુષ્ય તપસ્યાનો આદર કરતી વખતે કોઇ પણ દિવસ આહારાદિ ખાવાની

વ્રતોના અતિચારોમા પણ માત્ર મિચ્છામિ દુક્કડનુ પ્રાયશ્ચિત છે, જ્યારે કાયાથી થએલા વ્રતોના અતિચારમા એકસોએંસી ઉપવાસ યાવત્ છ મહિનાના ઉપવાસ સુધીનુ પ્રાયશ્ચિત છે, તો કયો અક્કલમંદ અને શ્રદ્ધાળુ મનુષ્ય તે મિચ્છામિ દુક્કડ માત્ર પ્રાયશ્ચિતના ડરે એકસો એંસી ઉપવાસ જેવા પ્રાયશ્ચિતમા પ્રવૃત્તિ કરે ? અને જે મનુષ્યને આટલુ બધુ સ્પષ્ટપણે જણાતુ ગુરુલાઘવ પણ ધ્યાનમા ન આવે અને લઘુતાપના પરિહારને નામે તેને ન છોડના ગુરુદોષને અંગીકાર કરે તેનામાં રૂવાડે પણ ધર્મનુ ભાન છે કે શ્રદ્ધા છે એમ કેમ કહી શકાય ? અને તેનામાં મૌનભક્તનો દાખલો કેમ ન લાગુ થાય એ ખરેખર વિચારવા જેવુ છે વળી તપસ્યા કરનારાઓને તો કદાચિત અને કથંચિતજ અશાન્ત દશામા આહારની ઇચ્છા થાય છે, અને તે પણ મિચ્છામિ દુક્કડ પ્રાયશ્ચિતથી રોકે છે પણ જેઓ આહારાદિમા આસક્ત થઈ ભક્ષ્ય, અભક્ષ્ય અને પેય, અપેયનો વિવેક ભૂલી ગયા, પર્વ અને તિથિનુ ભાન પણ ન રાખ્યુ અને જાનવરની માફક ચોવીસે કલાક ચાવ્યા કરવામા મસ્તાન બન્યા, તેઓની શુદ્ધિ તો

સમ્યગ્દર્શનાદિને પ્રાપ્ત કરી તપસ્યાની કઠોર કરવાલથી કર્મકટકનું મસળ કાઢયા શિવાય સિધ્ધપણ મેળવી શકી નથી અર્થાત્ સિદ્ધ ભગવાનને પણ જે સિદ્ધપણું મળ્યુ છે તે તપસ્યારૂપી કલ્પવૃક્ષનોજ અનુપમ મહિમા છે કોઇપણ સિદ્ધ ભગવાન્ તપસ્યારૂપી કલ્પવૃક્ષની છાયાનું સેવન કર્યા શિવાય સિદ્ધપણુ મેળવી શકયાજ નથી સિદ્ધ એવો શબ્દજ કહી આપે છે કે તેઓએ અમુક મોજ સિદ્ધપણું મેળવ્યુ છે અને તે સિધ્ધપણ મેળવવાના પહેલા સિદ્ધપણા શિવાયના એટલે બંધનસહિતપણાના અનુભવમાજ હતા અને જો સર્વ સિદ્ધ મહા ત્માઓ કર્મથી પહેલાં બધા એવાજ હતા તો પછી તે જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મોને તોડવા માટે તપસ્યારૂપી કનાવને કરકુશેશયમા લેવીજ પડી હતી એમ શાસ્ત્રથી અને યુક્તિથી માનવુજ પડશે

## નિર્જરા માટે તપનીજ કર્તવ્યતા

એમ જાણવાથી તથા માનવાથી સ્પષ્ટ જાણવુ અને માનવ પડશે કે આ આત્માના જ્ઞાનાદિક ગુણોને આવરીને લુપ્ત કરનાર જ્ઞાનાવરણીયાદિ કર્મોનો નાશ કરનાર કોઇ પણ હોય તો તે ગાન તપસ્યારૂપી મહા

ગુણુજ છે જો કે દરેક આત્મા દરેક ક્ષણે જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મો ભોગવતો હોવાથી દરેક સમયે આઠે કર્મનો નાશ એટલે નિર્જરા કરેજ છે, કેમકે જે જે કર્મ ભોગવવામા આવે તે તે કર્મ આત્માથી જુદુ પડે છે એટલે ક્ષય પામેજ છે, પણ તેવી રીતે દરેક ક્ષણે ભોગવવાથી થતો જ્ઞાનાવરણીયાદિનો ક્ષય આત્માને કઇ પણ ગુણ ઉત્પન્ન કરતો નથી કારણ કે ભોગવવાથી ક્ષય કરાતા કર્મો કરતા પણ તે વખતે બધાતા કર્મો તે ભોગવાએલા કર્મો કરતા ઓછા હોતા નથી અને તેથીજ સસારમા રહેલા દરેક જાતિના અને ગતિના જીવો અનાદિકાલથી દરેક સમયે આઠે કર્મનો ભોગવટો કરી નિર્જરા કરવાવાળા છતા પણ અનાદિકાલ થયો તો પણ આગળ વધ્યા નહિ અર્થાત્ તેવી કર્મોને ભોગવવાથી થતી નિર્જરા સમાગના સર્વ જીવોને અનાદિથી હોવા છતા તે નિર્જરા કાંઇ પણ વિશેષ ગુણ કરનારી ન હોવાથી અને અધિક કર્મનો બધ કરાવવાવાળી હોવાથી તે કર્મના ભોગવટાને નિર્જરાના ભેદ તરીકે ગણાવી નથી ધ્યાન રાખવુ કે કર્મના ઉદયથી થએલી નિર્જરા એ અધિક કર્મને બ

વાગી છે અને તેથીજ ક્રોધાદિક અને પુરુષવેદાદિકના ઉદય વખતે જો કે તે તે ક્રોધ અને પુરુષવેદાદિકનો ક્ષય થાય છે પણ તે પુરુષવેદાદિ અને ક્રોધ દિકના કર્મોના ભોગવટાથી ક્ષય કરતા ઘણાજ ચીકણા કર્મ બંધાય છે અને તેથી તે ઉદયદ્વારાએ ક્રોધાદિકના ક્ષય કરનાર જીવને નરકાદિકનું આયુષ્ય બાંધી તે નરકાદિ દુર્ગતિમાં રખડવું પડે છે અને તેથીજ શાસ્ત્રકાર પુરુષવેદાદિક અને ક્રોધાદિકના ઉદયમાં રોધ કરવા માટેજ શાસ્ત્રકારો મુમુક્ષુઓને ઘણા વિસ્તારથી ઉપદેશ આપે છે જો એવી રીતે ઉદયદ્વારાએ ભોગવાતા ક્રોધાદિ કર્મોમાં દુષ્ટ કર્મોનો બંધ અને દુર્ગતિઆદિ ન હોત તો તે ક્રોધાદિકના ઉદયને રોકવા માટે શાસ્ત્રકારોએ દીધેલો ઉપદેશ એ નિર્જરાથી ગુણનો અંતરાય કરનારજ થાત પણ વાસ્તવિક રીતિએ ફક્ત તીર્થંકર નામકર્મ કે આહારક નામકર્મ સિવાયના કર્મોનો ઉદયજ અશુભ ગણાય છે કેમકે તે શેષ કર્મોનો ઉદય નિર્જરા કરાવે તેના કરતાં સંખ્યાત, અસંખ્યાત કે અનંતગુણ એવા કર્મોનો બંધ કરાવે છે આ વસ્તુ વિચારતા

કર્મોના ઉદયથી થતી નિર્જરાને નિર્જરાના ભેદમાં ન
ગણાવાય અને તે તે કર્મોના ઉદયના કાર્યને સારૂં ન
ગણાય કે તે કરવાનો ઉપદેશ શાસ્ત્રકારો ન આપે તે
સ્વાભાવિકજ છે, શાસ્ત્રકારોના કથન મુજબ કર્મક્ષયરૂપ
નિર્જરાના માર્ગ ભેદો છે અને તે માર્ગ ભેદોને તપ એમ
કહેવામાં આવે છે

**તપથી સકામ નિર્જરા ને સમ્યગ્દર્શનાદિની જરૂર**

ધ્યાનમાં રાખવું જરૂરી છે કે કર્મોની અકામ
કે સકામપણે નિર્જરા થયા સિવાય જીવો કોઇ દિવસ
પણ સમ્યગ્દર્શનાદિ ગુણોમાંથી એક પણ ગુણને પ્રાપ્ત
કરી શકતા નથી પ્રથમ સમ્યગ્દર્શન ગુણ પણ
મિથ્યાત્વમોહનીયની સિત્તેર કોડાકોડી સાગરોપમની
સ્થિતિમાંથી જ્યારે ઓગણોસિત્તેર કોડાકોડી સાગરો
પમની સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે અધિક
એવી ખપાવે ત્યારેજ એટલે અને કોડાકોડિ સાગરો
પમની સ્થિતિ મિથ્યાત્વાદિ સકલ કર્મોની રહે ત્યારેજ
જીવ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પામે છે એ કંઇક
અધિક ઓગણોસિત્તેર કોડાકોડી સાગરોપમની

જીવને અજ્ઞાન દશા હોય ત્યારેજ થાય છે અને તેથી તેને અકામનિર્જરાજ કહેવાય છે, અને શાસ્ત્રકારો પણ તે કંઇક અધિક અગણોતેર કોડાકોડી સાગરોપમની સ્થિતિના ક્ષય કરવાવાળા પરિણામને યથાપ્રવૃત્તકરણ કહે છે અર્થાત્ તે કરણની વખતે કોઈ પણ જીવને જીવાજીવાદિક તત્ત્વોનું કે આશ્રવ, સંવરાદિ પદાર્થોનું જ્ઞાન કે ખ્યાલ હોતોજ નથી માત્ર તે યથાપ્રવૃત્તકરણવાળા જીવો સ્થિતિનો ભોગવટો વધારે કરે અને બંધ અલ્પ કરે તેથીજ આગળ વધી શકે છે અને તેથીજ શાસ્ત્રકારો તેમાં પર્વતની નદીમાં ઘોળાતા સ્વયં ગોળ થતા પાષાણનું દૃષ્ટાંત યથાપ્રવૃત્તકરણમાં આપે છે આ વસ્તુ વિચારતા સ્પષ્ટ માલમ પડશે કે શાસ્ત્રકારો જો કે અકામ નિર્જરાના સાધનો મેળવવાનો ઉપદેશ સાથે અજ્ઞાનતા વિગેરે દોષો રહેવાને લીધે આપતા નથી, પણ મોક્ષ તરફ પ્રયાણ કરવાને અંગે અકામનિર્જરા પણ કેટલો બધો મોટો ભાગ ભજવે છે આ સ્થાને શંકા થાય કે જ્યારે સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિ હોતી નથી તેવા યથાપ્રવૃત્તકરણથી એટલે અકામનિર્જરાથી કંઇક અધિક અગ

શોનેર કોડાકોડી સાગરોપમની સ્થિતિનો ક્ષય થઇ ગયો તો શેષ અંત કોટાકોટિ સાગરોપમનો ક્ષય એ સમ્યગ્દર્શનાદિ વગર કેમ નહિ થાય ? અર્થાત્ શેષ અંત કોટાકોટિ કર્મનો ક્ષય પણ યથાપ્રવૃત્તકરણની માફકજ અનુપયોગથી કેમ નહિ માનવો ? આ શંકાના સમાધાનમાં સમજવાનું કે જેમ મંત્રસિદ્ધિ આદિકમાં કે નિધાન ગ્રહણાદિકમાં પહેલાનો ઉપચારજ ઘણો સખત કષ્ટમય હોય નહિ અને પછીની સાધનક્રિયા તેટલી કઠણ હોય છે, તેવી રીતે અહીં પણ ગ્રંથિપ્રદેશ કે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પહેલાં અકામ નિર્જરાથી સહેજે ઘણાં કર્મોનો ક્ષય થાય છે, પણ પાછળની અંત કોટાકોટિ સ્થિતિ તો સમ્યગ્દર્શનાદિ સાથેના તપસ્યા આદિરૂપી સાધનથીજ ક્ષય પામે. વળી કચરામાં ખરડાએલા અને લેપના મર ખાઝ્યા હોય તેવા વસ્ત્રનો ઘણો મેલ તો માત્ર પાણીના સંજોગથીજ દૂર થઇ જાય, પણ તે કચરાનો શેષ રહેલો અંશ એકલા પાણીથી દૂર થતો નથી, પણ તે કચરાના અંશને દૂર કરવા માટે પાણીની સાથે ક્ષારાદિકની પણ જરૂર રહે છે તેવી રીતે અહીં પણ શેષ રહેલાં

अत कोटाकोटि सागरोपमनी स्थितिवाळा कर्मोना क्षय करवा माटे सम्यग्दर्शनादि के संयुक्त एवा तपरूपी महा साधननी अवश्य जरूर छे वळी वास्तविक रीतिए विचारीए तो सम्यग्दर्शनने रोकवावाळा घणा कर्मो होवाथी तेमज एकनु मिथ्यात्वमोहनीयज नहि पण अंत कोटाकोटि सागरोपमथी अधिक स्थितिवाळा ज्ञानावरणीयादि शेष कर्मो पण ते सम्यग्दर्शनने रोकवावाळा होवाथी ते बधा कर्मोना अंत सागरोपम कोटाकोटिनी स्थिति करता अधिक सघी स्थिति तोडी न नाय त्यारेज सम्यग्दर्शन प्राप्त थाय छे

**सम्यग्दर्शन साथे सम्यग्ज्ञान**

जे जीव जे क्षणे सम्यग्दर्शन प्राप्त करे छे ते जीव तेज क्षणे अज्ञानने वमीने ज्ञानने पण प्राप्त करे छे मनुष्यमां प्रामाणिकतानो प्रवेश थाय तेज वखते जेम तेनी प्रमाणिकता थइ गणाय छे अने तेज वखते तेनी बुद्धि जगतने आशीर्वादरूप थएली गणाय छे, अर्थात् प्रमाणिकता अने सद्बुद्धिने जुदा काळे थएला मानी शकायज नहि तेवी रीते अहीं पण सम्यग्दर्शन अने

સમ્યગ્જ્ઞાનને જુદા મળે કે સમયે થએલા માની શકાયજ નહિ તત્ત્વથી મિથ્યાદર્શનમોહનીયના ઉદયથીજ મિથ્યાત્વ હતું અને તેજ મિથ્યાત્વે જીવના જ્ઞાનસ્વભાવને પણ બગાડીને અજ્ઞાન સ્વભાવ કરી દીધેલો હતો લાલ કાચના ફાનસમાં રાખેલો દીવો જેમ પોતાની બધી બહારની જગ્યાને લાલ કરી નાખે છે, તેમ મિથ્યાદર્શનના પટલથી આચ્છાદિત થએલા આત્મામાં રહેલું જ્ઞાન તે અજ્ઞાનરૂપે ઝળકે છે પણ કોઈપણ છતર રંગના ફાનસમાંથી બહાર કાઢેલો દીવો પોતાના સ્વભાવમાંજ ઝળકે છે તેવી રીતે મિથ્યાદર્શનપટલના અભાવે આત્માને થયેલું સ્વાભાવિક જ્ઞાન તે યથાસ્થિત જ્ઞાન એટલે સમ્યગ્જ્ઞાન રૂપે ઝળકે છે એટલે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ તો યુગપતજ છે અને તેથીજ સમ્યગ્દર્શનવાળાને અજ્ઞાની માનવાનો કે જ્ઞાનીને મિથ્યાદર્શની માનવાનો શાસ્ત્રકારો નિષેધજ કરે છે

**ચારિત્ર ને તપની સંવરનિર્જરા માટે જરૂર**

આવી રીતે પ્રાપ્ત થએલા સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન તે માત્ર નિશ્ચયકારક અને પ્રકાશક હોવાથી મોક્ષ

માર્ગમાં સાધનભૂત છે, પણ તે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન કર્મનિર્જરાના કરનારા નથી પણ માત્ર તેના ફળ એટલે કાર્યરૂપજ છે આજ કારણથી યુગપ્રધાન શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીએ જ્ઞાન કે જે સમ્યગ્દર્શનની સાથેજ હોય છે તે જ્ઞાનને માત્ર પ્રકાશક તરીકેજ ગણાવ્યુ છે જગતમા પણ જાણીએ છીએ કે સ્વચ્છ દીપક હોય તો પદાર્થોનુ દેખવુ યથાસ્થિતપણે થાય, પણ તે દીપક નેના લાયક એવા પુષ્પમાલાદિકને લાવતો નથી તેમજ છાડવા લાયક કટકાદિને દૂર કરતો નથી માત્ર તે દીપક તો પુષ્પમાલા વિગેરે અને કટકને જણાવવા પૂરતોજ ઉપયોગી થાય છે તેવી રીતે અહીં પણ અકામ નિર્જરાના ફળરૂપે પણ પ્રાપ્ત થએલુ સમ્યગ્દર્શનયુક્ત એવુ સમ્યગ્જ્ઞાન માત્ર આશ્રવાદિનું હેયપણું અને સંવરાદિનુ ઉપાદેયપણું જણાવવા પુરતુંજ ઉપયોગી થાય છે અર્થાત્ કર્મોને તોડવાનુ સામર્થ્ય કે આવતાં કર્મોને રોકવાનુ સામર્થ્ય તે સમ્યગ્દર્શનયુક્ત જ્ઞાનમાં કોઇપણ પ્રકારે હોતુ નથી અને તેથીજ શાસ્ત્રકારોએ નિર્જરાના ભેદોમાં ફક્ત બાર પ્રકારની

તપસ્યાજ ગણાવી, પણ મોક્ષમાર્ગને અંગે અત્યંત જરૂરી એવા પણ સમ્યગ્દર્શનયુક્ત જ્ઞાનને નિર્જરાના ભેદોમાં સ્થાન આપ્યું નહિ આ ઉપરથી કહેવાનું તત્ત્વ એટલુંજ છે કે મુમુક્ષુ જીવોએ સમ્યગ્દર્શનયુક્ત સમ્ય જ્ઞાનને પામીને સંતુષ્ટ થવાનું નથી, પણ શેષકર્મસ્થિતિ તોડવા માટે નિર્જરાના ભેદરૂપ તપસ્યા તરફ અવશ્ય કટિબદ્ધ થવાની જરૂર છે

## સંયમથી સંવર કે નિર્જરા

એટલી વાત તો ચોક્કસ છે કે સમ્યગ્દર્શન અને તે સહિત જ્ઞાન એ બંનેને નહિ ધારણ કરનારો જીવ જે કર્મ ક્રોડાક્રોડી વર્ષો સુધી અર્થાત્ પલ્યોપમ સાગરોપમ સુધી સતત નિરંતરપણે મોટામાં મોટા દુ ખો ભોગવતાં પણ જેટલા કર્મનો ક્ષય કરી શકતો નથી, તેટલા કર્મનો ક્ષય સમ્યગ્દર્શનયુક્ત જ્ઞાનને ધારણ કરનારો જીવ એક ઉચ્છ્વાસ માત્ર જેટલા વખતમાં કરી શકે છે, પણ તેટલાં બધાં કર્મોનો તે જ્ઞાનીએ કરાતો ક્ષય સમ્યગ્દર્શન કે તેની સાથે રહેતા સમ્યગ્જ્ઞાનનાજ પ્રભાવે છે એમ નથી, કેમકે તેવા સમ્યગ્દર્શન અને સમ્

જીવ જો મન, વચન કાયાના યોગી એટલે મન, વચન, કાયાથી થતા પ્રાણાતિપાતાદિ આશ્રવમય અશુભ વ્યાપારોને એ રોકવાવાળા ન હોય તો તેવી કર્મનિર્જરાને કોઇ દિવસ પણ પામી શકતોજ નથી અર્થાત્ મન, વચન, કાયાથી થતી પ્રાણાતિપાતાદિની પ્રવૃત્તિનો રોધ એટલે સજમ કે સવરજ તેવા કર્મોને ક્ષય કરવા માટે સમર્થ છે, અને તેથીજ શાસ્ત્રકારોએ ત નાણી તિદ્વિ ગુત્તો એ જગો પર કર્મ ખપાવનાર જ્ઞાનીને અંગે ત્રણ ગુપ્તિવાળો એવુ વિશેષણ જણાવી તે ગુપ્તિરૂપ સંયમનુજ સામર્થ્ય કર્મક્ષયમાં પ્રબળપણે જણાવેલુ છે, કેમકે વિશેષણવાળા વાક્યોમાં અન્તે વિશિષ્ટ વાક્યોથી જે વિધાન કે નિષેધ કરવામાં આવે છે તે વિશેષણનેજ લાગુ પડે છે અને આ જગો ઉપર જ્ઞાનીને વિશેષ્ય તરીકે રાખી ત્રણ ગુપ્તિરૂપ સંયમના ધારકપણાનેજ વિશેષણપણે રાખેલુ છે તેથી તે ગુપ્તિરૂપ સંયમમાં કર્મક્ષયની તાકાત માનવીજ પડે જો કે તે ગુપ્તિરૂપ સંયમ જ્ઞાનીદશા સિવાય બીજી દશામાં હોતોજ નથી, તેથી જ્ઞાનીને વિશેષ્ય તરીકે લેવામાં કોઇ જાતની અડચણ નથી, અત્રે

એક વાત વિચારવી જરૂરી છે કે ઉપર જણાવ્યા પ્રમાણે
જ્યારે સમ્યગ્દર્શન અને જ્ઞાનની સાથે મળેલું સંયમ
પલ્યોપમ અને સાગરોપમથી વેદાય અને ખપાવાય તેવા
કર્મને ક્ષય કરવાવાળુ છે તો પછી તે સંયમને નિર્જરાના
બાર ભેદોમાં કેમ સ્થાન આપ્યું નથી ? અને શ્રુ૦
શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામીજીએ તે સંયમને માત્ર કર્મથી
બચાવનાર તરીકે, નહિ કે તપની માફક કર્મનો ક્ષય
કરીને શોધક તરીકે કેમ જણાવ્યું ? જો કે આવશ્યક-
નિર્યુક્તિકાર ભગવાન્ ભદ્રબાહુસ્વામીજીના વચનથી
સંયમ એ માત્ર આવતા કર્મોથી બચાવનાર હોઇ ગુપ્તિકર
છે પણ ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી ભદ્રબાહુજીએ સંયમને
કર્મરૂપી કચરાના શોધક તરીકે તો ગણ્યું જ નથી
અર્થાત્ સંયમને સંવરરૂપ ગણવું કે નિર્જરારૂપે ગણવું
એ ઘણું જ વિચારવા જેવું છે આવી રીતે આવતા
વિચારના સમાધાનમાં સમજવાનું કે ભગવાન્ ઉમાસ્વાતિ
વાચકજી વિગેરે સંવરને તપફળ તરીકે અને શ્રી ભગવ
તીજી વિગેરે સૂત્રકારો પણ સંયમને તપના કારણ તરીકે
જણાવે છે તે અપેક્ષાએ સંયમરૂપ કારણમાં તપ

અને અગમ્ય દુ ખોને ભોગવે છે વળી દુનિયાદારીની દૃષ્ટિથી તપાસીએ તો હિંસા જૂઠ વિગેરે અધમ કાર્ય કરવાનો વખત પેટનો ખાડો પૂરવાને અગેજ દેખાય છે ઇંદ્રિયોની અપેક્ષાએ વિચારીએ તો ઔદારિક પાચે ઇંદ્રિયોમા રસનેંદ્રિયને જીતવી મુશ્કેલ ગણવામાં આવી છે શાસ્ત્રકારો પણ કહે છે કે अक्खाण रसणी અર્થાત્ પાચે ઇંદ્રિયોમાં રસનઇંદ્રિનુ જીતવુ મુશ્કેલ છે અને તે રસના ઇંદ્રિયનો પ્રચાર આહાર ઉપરજ આધાર રાખે છે વળી હિંસા જૂઠ વિગેરે પાચે પ્રકારના આશ્રવોમા અબ્રહ્મ નામનો આશ્રવ કે જેને મૈથુન અગર પશુક્રિયા કહેવામા આવે છે તેનો રોધ કરી બ્રહ્મચર્ય આદરવુ એ ઘણું મુશ્કેલ છે, પણ તે રસના ઇંદ્રિયને જિતવુ મુશ્કેલ તેઓને જ છે કે જેઓ અનશનાદિક તપસ્યામાં પરિપૂર્ણ થએલા નથી, કેમકે જે મનુષ્યો અનશનાદિ ક્રિયામા પરિપૂર્ણ થએલા હોય છે અને શાસ્ત્રોક્તિને અનુસારે તપ તપવામાં તલ્લીન હોય છે તેઓને સરસ કે નીરસ મિષ્ટ કે કટુ સુગધ કે દુર્ગંધ લુખ્ખા કે ચોપડયા પદાર્થના ભક્ષણમાં રાગ કે દ્વેષ

હોતો નથી, અને તેથી એ વાત સાફ નક્કી થાય છે કે જેઓ તપ તપવામાં તૈયાર હોય છે તેઓ રસના ઇંદ્રિયને જિતવાને સમર્થ થઇ શકે છે જગતમાં પણ એ વાત અનુભવસિદ્ધ છે કે જેઓને આયબિલ, નીવી, એકાસણા, ઉપવાસ વિગેરેની ટેવ હોય છે, તેઓજ મિષ્ટ આહારની માફક મોળા આહારને પણ વાપરી શકે છે, અને જેઓને તે આયબિલ વિગેરે તપસ્યાની ટેવ હોતી નથી, તેઓ લગીર પણ મોળા આહારને વાપરતા પણ આર્ત, રૌદ્ર ધ્યાનમાં પ્રવેશ કરે છે, તેવા ખોરાક ઉપર ચીડાય છે, ભાજન ઉપર ચીડાય છે, જમાડનારા ઉપર ચીડાય છે, યાવત્ ક્રોધ દાવાનળથી બળી જાય છે, અને ભોજન પૂર્ણ નહિ કરતાં અપૂર્ણ ભોજનેજ ઉઠે છે, અને આખો દિવસ કે આખો વખત ક્રોધથી ધમધમનો રહી પોતાના આખા વાતાવરણને ક્રોધમય બનાવે છે તપસ્યાથી નહિ ટેવાયલા મનુષ્યને જ્યારે આવી રીતે રસના ઇંદ્રિયથી કરાયેલો પગાભવ પ્રાપ્ત થાય છે, જ્યારે તપસ્યામાં તત્પર રહેનારો તપસ્વી પોતાને સમગ્ર પ્રકારના આહારની સામગ્રી સંપન્ન

ઇંદ્રિયોની પુષ્ટિ અને વિકૃત દશા મના ઇંદ્રિય દ્વારાએ થતા આહારાદિકથી થાય છે તેવી રીતે માન સિક વિકારોનો રાફડો પણ તે આહારાદિકની આસ ક્તિવાળાનેજ ફાટેનો હોય છે આહારાદિકદ્વારાએ રસના ઇંદ્રિયની આસક્તિને પોષનારા મનુષ્ય મન અને શેષ ઇંદ્રિયોના દમનદ્વારાએ પાલન કરાતું એવું સર્વ લોક સમત પરમ બ્રહ્મનું એક અદ્વિતીય કારણ અને ચારિ ત્રના પ્રાણરૂપ એવું બ્રહ્મચર્ય ધારણ કરવાને સમર્થ થઇ શકતો નથી અર્થાત્ સર્વમતોમાં શ્રેષ્ઠતમ સુરાસુર અને મનુષ્યોએ વંદના કરવા લાયક અને દુષ્કરતર તરીકે ગણાએલું બ્રહ્મચર્ય પણ એનેજ દુષ્કર છે કે જેઓ રસના ઇંદ્રિયની આસક્તિને જિતવાપૂર્વક આહા રાદિ ઉપર કાબુ કરનાવાળા નથી અર્થાત્ બ્રહ્મચર્યનું ધારણ કરવું જે દુષ્કરતર તરીકે ગણાય છે તે કેવળ રસના ઇંદ્રિયને નહિ જિતવાવાળા પુરુષોએ આહારાદિની આસક્તિને લીધે અનેક પ્રકારના કરેલા આહારાદિકથી થતા ઇંદ્રિય વિકારો અને માનસિક વિકારોની પ્રકૃષ્ટતાને લીધેજ છે.

## વિગયો વર્જવાની જરૂર

એટલાજ માટે મહર્ષિઓએ સામાન્ય રીતે અનશ
નનો ઉપદેશ આપ્યા પછી પણ અનશન નામના તપનું
આચરણ સર્વને માટે સર્વદા અશક્ય છે એ વસ્તુને
સમજીને અબ્રહ્મચર્યાદિકની અંદર વિકાર કરનારા વિગય
એટલે વિકૃતિ નામના પદાર્થને વર્જવા માટે સ્થાને
સ્થાને ઘણા વિસ્તારથી ઉપદેશ કરેલો છે અને તેથીજ
શાસ્ત્રકારો સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે रसा पगाम न
निसेवियव्वा અર્થાત્ ઘૃતઆદિ વિગઇઓ રૂપ રસમય
પદાર્થો બ્રહ્મચારીઓએ વગર કારણે ઉપયોગમાં લેવાજ
નહિ રસો નહિ સેવવાનું કારણ જણાવતા પણ જણાવે
છે मुत्ता रसा दित्तिकरा भवन्ति અર્થાત્ ઘૃતાદિક વિગઇઓ
રૂપ રસો જો ખાવામાં આવે તો તે ખાનારને તે રસો
મોહનું દેદીપ્યમાનપણું કરનાર છે વળી વિગઇઓના
ભોગનો ત્યાગ કરવાનો ઉપદેશ કરતા શાસ્ત્રકારો જણાવે
છે કે विगइ विगइ भीओ विगइगय जो उ भुंजए साहू विगइ
विगइ सहावा विगइ विगइ बला नेइ અર્થાત્ સાધુ મહાત્માઓ
દુર્ગતિથી ડરેલાજ હોય છે, કેમકે દુર્ગતિમં

મનુષ્ય સ્ત્રી, પુત્ર ધન ધાન્ય અને આ ભ, પરિગ્રહ, વિરૂ, કષાયનો ત્યાગ કરવારૂપ સાધુપણાને લે જ નહિ અને એવો દુર્ગતિથી ડરેનો સાધુ જે વિગય (ઘૃતાદિ) કે વિગયથી બનેલા પદાર્થોને ખાય છે તો શાસ્ત્રકાર ફરમાવે છે કે તે વિગયનો (ઘૃતાદિક) વિકાર (મોહ ઉત્પ) કરવાનો સ્વભાવ છે અને તેથી તે ઘૃતાદિ વિગય જરૂર વિકાર કરે અને તે ઘૃતાદિકના ઉપભોગથી થએનો વિકાર દુર્ગતિથી બચવા માટે તે સાધુ થયો છે છતા પણ તેને બળાત્કારે દુર્ગતિએ લઇ જાય છે મહાવિદેહક્ષેત્રમાં વિચરતા ત્રિલોક નાથ સુરાસુર સેવ્ય સીમંધર સ્વામીએ અર્પણ કરેલી ચૂલિકા કે જે દશવૈકાલિકની ચૂલિકારૂપે છે, તેમા પણ સાધુતાનું સ્વરૂપ જણાવતાં સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે અભિક્ખણ નિવ્વિગઇ ગયાય એટલે તેના રોગાદિ પુષ્ટ કારણ સિવાય જેઓ નિગય એટલે ઘૃતાદિ જેમાં ન હોય તેવાજ આહારને કરવાવાળા સાધુઓ હોવા જોઇએ આ બધી હકીકત વિચારનાર મનુષ્ય સ્પષ્ટ સમજી શકશે કે અનશનની અશક્તિમાં કદાચ ખોરાક લેવો પડે તો ઘૃતાદિ વિગયઓ સિવાયનો એટલે રસતા

ઇંદ્રિયની આમક્તિપૂર્વકનો આહાર લેવો નહિ, અર્થાત્
રસના ઇંદ્રિયની આમક્તિ વર્જવાવાળો મનુષ્ય રસોને
વર્જે છે અને રસોને વર્જવાવાળો મનુષ્ય વિકારવાળી
દશામાં જતો નથી અને તેથીજ તેવી રીતે રસના ઇંદ્રિયને
જિતનાવાળા મનુષ્ય મહેલથી બ્રહ્મચર્યનું પાલન કરી
શકે છે અને જે મનુષ્ય રસના ઇંદ્રિયની આસક્તિ
વર્જીને સ્વાભાવિક રીતે બ્રહ્મચર્યનું પાલન કરી શકે તે
મનુષ્યના માનસિક વિકારો શ્રોત્રાદિક ઇંદ્રિયોના વિકારો
રૂપી તેના હલાતોનો અભાવ હોવાથી ઉત્પન્ન થવાની
શક્તિ ધરાવતા નથી, અને તેથીજ તે રસના ઇંદ્રિયની
આસક્તિ અને અબ્રહ્મનું સેવન વર્જવાવાળો મનુષ્ય
સ્વપ્ને પણ મનની વિક્રિયાની દશા પામતો નથી અને
તેથીજ તે અત્યંત દુઃખે ધારણ કરી શકાય તેવી છતાં
આત્માને કર્મથી બચવા માટે તથા અનેક પૂર્વભવોમાં
નિકાચિતપણે પણ બાંધેલાં કર્મોનો નાશ કરવા માટે જરૂરી
આધારરૂપ ગણાતી એવી મનોગુપ્તિને તે ધારણ કરે છે,
અને જે મહાપુરુષ રસનાઇંદ્રિયની આમક્તિને વર્જવાથી
દુર્ધર બ્રહ્મચર્યને ધારણ કરે અને દેવ, દાનવ, મ

શરીરરૂપી પાંજરાના ૫ ખીડાપણાની અવસ્થામાં રહે ત્યાં સુધીજ તેનુ જીવન નહે અને ગણાય જેવી રીતે આહારની ઇચ્છાએ કરેલા આહારના પુદ્‍ગલોમાંથી નીકળેલા રસભાગથી મ નને શરીરના મકાનમાં વગર ઇચ્છાએ પણ આવવુ પડે છે તેવીજ રીતે તેજ આહારના રસથી થએલા શરીરના સાત્વિક પુદ્‍ગલોથી અશુચિ તવી પણ ઇંદ્રિયોના અવરમાં આ જીવને પડવુ પડે છે

## આત્માનું જ્ઞાતાપણુ ને ઇંદ્રિયોનુ નિયામકપણુ

સાધ્ય દૃષ્ટિથી દેખનાર મનુષ્યને એમ લાગશે કે ઇંદ્રિયો એ આત્માને જ્ઞાન દેનારી વસ્તુ છે, પણ સારીક દૃષ્ટિથી આત્માના અપ્રતિમ સ્વભાવને ઓળખનાર મનુષ્યો સમજી શકે છે કે કેવળ જ્ઞાનાદિ સ્વરૂપ એવા આત્માને સ્પર્શનાદિક ઇંદ્રિયો એ સાધકરૂપે દેખાતાં છતાં પણ બાધકજ છે જગતમાં સહસ્રવેધી પુરુષના હાથમાં લાયક બાણુને સ્થાને સોય આવે, દેવતાએ જેને યથાસ્થિત ચિત્ર કરવાનું વરદાન આપેલુ હોય તેવા ચિત્રકારના હાથમાં પીછીને સ્થાને માત્ર એક બે વાળજ આવે દિવસના સેકડો ગાઉ મુસાફરી કરી શકે તેવા

ગામદને આખા દિવસે પાચ ગાઉ પણ ન જાય એવા
ખકરાની સ્વારી મળે, તો તે બધાં જેમ દેખાવમાં સાધન
છતાં પણ પરમાર્થથી રહેલી શકિતના પણ નિયામક
થાય છે, તેવી રીતે આ આત્માને મળેલી ઇદ્રિયો પણ
આમા ય રૂપે સ્પર્શાદિક વિષયોના જ્ઞાનના સાધનરૂપે
દેખાવા છતા આત્માની અનત શકિતને તો નિયત્રિતજ
કરનાર છે અને આજ કારણથી જે આત્માને અનત
જ્ઞાન, દર્શનશકિત પ્રગટ થએલી હોય તેઓને આ
નિયામક એવી ઇદ્રિયોના ઉપયોગની જરૂર હોયજ નહિ
અને તેથીજ શાસ્ત્રકારો કેવળીઓને અતીંદ્રિય એવા
નામથીજ ઓળખાવે છે આ વસ્તુ વિચારતા વિચક્ષ
ણોને માલમ પડશે કે ઇદ્રિયો પણ આત્માને માટે ઇંદ્ર
જાળ સમાનજ મોહક છે, અને તેવી ઇંદ્રજાળમાં ફસા
વાનું જો કોઇપણ કારણ બન્યુ હોય તો અનતરપણે
શરીર અને પરપરપણે માત્ર આહારજ છે જગતમા
કોઇ પણ જીવ એવો નથી કે જે આહાર વિના શરીર
બાંધનારો હોય અને શરીરને બાંધ્યા વગર ઇદ્રિયોને
રચનારો કે ધારણ કરનારો હોય આવી રીતે ઇદ્રિય

માસ એટલે વર્ષ સુધીની તપસ્યાનો રહેલો છે, અ
તેથી અસંખ્ય મહાત્માઓએ બાર માસની એટલે વર્ષની
તપસ્યા ઘણી વખત કરી છે અર્થાત્ જ્યારે મોક્ષમા-
ર્ગના સોપાને ચઢવાને મનુષ્યો અનુરાગ ધારણ કરે છે,
ત્યારે તેઓને આવી તીવ્ર બાર બાર માસની મુદતવાળી
અનશનની તપસ્યાઓ આદરવામાં આ વાહન આદર ય
છે, તો પછી અન્ય કાળમાં પણ જેઓને મોક્ષના સોપા-
નમાં સમારૂઢ થવું હોય તેઓએ તપસ્યામાં તત્પર થવું
તે સ્વાભાવિકજ છે જેવી રીતે ભગવાન્ ઋષભદેવજીના
તીર્થમાં અનશન નામની તપસ્યાને માટે બાર
માસની મુદત હતી તેવી રીતે ભગવાન્ અજિતનાથજી
મહારાજથી ભગવાન્ પાર્શ્વનાથજી મહારાજ સુધીના
બાવીસ તીર્થંકરના તીર્થમાં આઠ માસ સુધીની
અનશન નામના તપ માટે ઉત્કૃષ્ટ મર્યાદા હતી ત્રિલો-
કનાથ તીર્થંકર ભગવાન્ મહાવીર મહારાજના જીવે નંદ-
નના ભવમાં જે એક લાખ વર્ષ સુધી નિરંતર માસ
ખમણ, માસખમણ પારણું કરીને તપસ્યા કરેલી છે તે
પણ સુખ્મ તીર્થંકરોના કાળમાંજ ગણાય આપણો

જ્યારે ભગવાન્ મહાવીર મહારાજને વર્તમાન શાસનના ઉત્પાદક ગણીએ અને તેમના શાસનની છત્રછાયા નીચેજ આપણે આપણા આત્માનું કલ્યાણ સાધવા માગીએ, તો પછી તેવા મહાપુરુષે મોક્ષને માટે મોક્ષ પામવાના તીર્થંકરપણાના ભવમાં તો શું ? પણ તેનાથી પહેલાના ભવોમાં જે તપસ્યાનો અપ્રતિમદ્ધપણે આદર કરેલો છે તે તપસ્યાનો આપણે આદર ન કરીએ કે આપણી શક્તિ પ્રમાણે તેમાં ઉજમાળ ન થઈએ તો પછી મોક્ષ પામવાના નામે આપણે જે વિચારો, ઉચ્ચારો અને આચારો ધગતી તે યથાર્થ ફળદાયી ન થાય તે સ્વાભાવિકજ છે, અર્થાત્ જે મનુષ્ય આત્માને કર્મની કઠિનતમ જંજિર માંથી છોડવવો હોય તે મનુષ્યને સમ્યગ્દર્શનાદિકના આદરની માફક રમનારૂપી તપસ્યાનો આદર કરવોજ જોઈએ ભગવાન્ મહાવીર મહારાજનું તીર્થ કે જે વર્તમાન જીવોના જગતા કલ્યાણનું ક્ષેત્રરૂ ૧હન કરે છે, તે વર્તમાન તીર્થમાં પણ શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે ૭ માસ સુધીની અનશનરૂપી તપસ્યા કરવાનું વિધા